જૈન શિક્ષાવલી શ્રેણી બીજી : પુષ્પ સાતમું

# મહામંત્ર નમસ્કાર

લેખક
સાહિત્યવારિધિ શતાવધાની પંડિત
શ્રી ધીરજલાલ ટોકરશી શાહ



પ્રકાશક
જૈન સાહિત્ય-પ્રકાશન-મંદિર
મુંબઈ – ૯

મૂલ્ય - પચાસ નયા પૈસા

પ્રકાશક
નરેન્દ્રકુમાર ડી. શાહ
વ્યવસ્થાપક જૈન સાહિત્ય-પ્રકાશન-મંદિર
લધાભાઈ ગુણપત બીલ્ડીંગ,
ચીંચ બંદર, મુંબઈ-૯.

પ્રથમ આવૃત્તિ
સં ૨૦૧૬, સને ૧૯૬૦


મુદ્રક –
મણિલાલ છગનલાલ શાહ.
નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસ,
ઘીકાંટા રોડ, અમદાવાદ.

# પ્રકાશકનુ નિવેદન

જૈન શિક્ષાવલીની પ્રથમ શ્રેણી સ. ૨૦૧૫ના માહ વદિ ૧૩ ના ૭-૩-૫૯ ને રોજ સુંદરાબાઈ હોલમાં માનનીય શ્રી મંગળદાસ પકવાસાના અધ્યક્ષપણે યોજાયેલા ભવ્ય સમારંભમાં પ્રકાશન પામી આ વખતે મુંબઈ રાજ્યવિધાનપરિષદના પ્રમુખ શ્રી ભોગીલાલ લાલા અતિથિવિશેષ તરીકે પધાર્યા હતા અને શ્રી ચદુલાલ વર્ધમાન શાહ, શ્રી ગણપતિશંકર દેસાઈ તથા રેવ૦ ફાધર વિલિયમ્સે જૈન ધર્મની શિક્ષા અને અસર વિષે મનનીય પ્રવચનો કર્યાં હતાં. ઉપરાંત આ શિક્ષાવલીના લેખક શ્રી ધીરજલાલ શાહે અવધાનના અદ્ભુત પ્રયોગો કરીને તથા અધ્યાત્મવિશારદ શ્રી મૂળશંકરભાઈએ અતીંદ્રિય જ્ઞાનના કેટલાક ચમત્કારિક પ્રયોગો બતાવીને શ્રોતાઓને આત્મશક્તિનો પરિચય આપ્યો હતો ટૂંકમાં પ્રથમ શ્રેણી સુયોજિત જ્ઞાનમહોત્સવ પૂર્વક પ્રકાશિત થઈ હતી અને તે સારો લોકાદર પામી હતી

એ વખતે થયેલી જાહેરાત અનુસાર આજે બીજી શ્રેણીના ૧૨ પુસ્તકો પ્રકટ થઈ રહ્યાં છે અને તે પણ પ્રથમ શ્રેણી જેવાં જ લોકાદર પામશે એમ માનીએ છીએ

આ શ્રેણીમાં લેખક તરીકે સહકાર આપવા માટે પૂ પં મ. શ્રી ધુરંધરવિજયજીનો, પૂ મુ શ્રી કીર્તિવિજયજીનો, પૂ મુ શ્રી ભદ્રગુપ્ત વિજયજીનો તથા પૂ મુ શ્રી તત્ત્વાનંદવિજયજીનો તેમજ તેમને અનુમતિ આપવા માટે તેમના ગુરુવર્યોનો અંત:કરણપૂર્વક આભાર માનીએ છીએ. ઉપરાંત જેમણે સલાહસૂચના આપીને અમારું કાર્ય સરળ બનાવ્યુ છે, તેમનો પણ હાર્દિક આભાર માનીએ છીએ

સહુના સહકારથી સાહિત્યપ્રચારનુ કાર્ય યશસ્વી બનો એજ અભિલાષા

પ્રકાશક.

ના ક—વિશેષ આભારદર્શન બારમા પુસ્તકના પ્રારંભમાં આપ્યુ છે, તે જોઈ લેવાની ખાસ ભલામણ છે

# વિષયાનુક્રમ







॥ ॐ ह्रीँ अर्हं नम ॥

# મહામંત્ર નમસ્કાર

—○•○—

## ૧—આમુખ

આ નિબંધનો વિષય છે—મહામંત્રની પ્રતિષ્ઠા પામેલો પરમેષ્ઠિ-નમસ્કાર જૈન મહર્ષિઓએ તેનો અસાધારણ ગુણાનુવાદ કર્યો છે, યોગસાધકોએ તેનો પુન પુન આશ્રય લીધો છે, તત્ત્વવિશારદોએ તેના અગાધ રહસ્યમા અનેક વાર ડૂબકીઓ મારી છે અને મંત્રવિશારદોએ તેના પ્રૌઢ પ્રભાવ પર આફ્રીન પોકારી છે તંત્રનિષ્ણાતો અને જ્યોતિષાચાર્યો, આયુર્વેદના પારગતો અને ગણિતશાસ્ત્રીઓ તેની અપાર શક્તિ જોઈ ચકિત બન્યા છે તેમજ કવિઓ અને લેખકોએ, પંડિતો અને સાહિત્યકારોએ તેની ભવ્ય ભાવનાસૃષ્ટિ નિહાળીને પોતાની વાણીનો પ્રવાહ તેની પ્રશંસા માટે નિર્બંધપણે છૂટો મૂકી દીધો છે

આવા એક સર્વતોમુખી ગહન વિષયથી ભરેલા મહામંત્રમા અમારુ શુ ગજુ ? છતા 'શુભ કાર્યમાં યથાશક્તિ યત્ન કરવો' એ મહાપુરુષના આદેશ પ્રમાણે અમારી આ નિબંધની પ્રવૃત્તિ છે

પીરામીડોની ઊંચાઈ પ્રવાસીઓના મનને ભવ્યતાથી ભરી દે છે અને તાજમહાલની રચના મુસાફરોના દિલમાં

સુંદરતાનો ભાવ પેદા કરે છે પરંતુ નમસ્કારની ભવ્યતા અને સુંદરતા આગળ આ બધું નગણ્ય લાગે છે. ખરે! નગણ્ય લાગે છે!!

કોઈ એમ માનતું હોય કે આ તો અમે અતિશયોક્તિ કરી કહ્યા છીએ, તો એ ભૂલ છે આમ કહેવામા અમે જરાયે અતિશયોક્તિ કરતા નથી, પણ તેમા જે અપૂર્વ સામગ્રી રહેલી છે, તેના પ્રત્યે માત્ર અંગુલિનિર્દેશ જ કરીએ છીએ

પીરામીડોની ભવ્યતા પ્રથમ ઘણી હતી, આજે ઓછી છે અને ભવિષ્યમા તે નાબુદ થશે, એ નિર્વિવાદ છે વરસાદ, પવન અને તાપ એ બધા તેની ભવ્યતા ઓછી કરવાને મથી રહ્યા છે, તે આજે ભલે અલ્પ પ્રમાણમાં સફલ થયા હોય, પણ કાલાંતરે વિશેષ પ્રમાણમા સફલ થશે અને સદીઓ પછી આ સ્થળે પીરામીડ નામની એક ભવ્ય કૃતિ હતી, એટલું જ સંભારણું રહી જશે વળી એ સંભારણું પણ સહસ્રાબ્દિઓના ઊંડા પ્રવાહમા ગુમ થઈ જશે, એ નિશ્ચિત છે તાત્પર્ય કે આ રીતે તેના નામરૂપનો નાશ થશે

તાજમહાલની સુંદરતા પહેલા ઘણી હતી તેના પર અંકિત થયેલી વેલબુટીઓમા ઝવેરાતના મૂલ્યવાન નંગો અનેરી પ્રભાથી ચમકતા હતા, પરંતુ ધનલોભી મનુષ્યોએ લાગ મળતા એ ઉઠાવી લીધા અને તેની સુંદરતાનો ઠીક ઠીક હ્રાસ કર્યો વળી તેના ભવ્ય ઘુમટમાં કંઈક ઈજા પહોંચી અને પહેલાની શ્વેતતા ઓછી થઈ કાલ રાજાનો કરાલ

કુઠાર ક્યારે તેના પર જોરથી પડશે અને તેના ખડ ખડ ટુકડા કરી નાખશે, તે કોઇ જાણતુ નથી તાત્પર્ય કે તે પણ એક કાલે વિનાશને પ્રાપ્ત થશે

જે ચક્રવર્તીઓએ છ ખડ ધરતી પર પ્રભુત્વ જમાવ્યું હતું અને જેમણે મહાન શિલ્પીઓની દેખરેખ નીચે અપૂર્વ કહીં શકાય એવા ભવનો નિર્માણ કર્યાં હતાં, તેનો એક પણ પત્થર–તેની એક પણ ઇટ આજે જોવા મળતી નથી, તો સામાન્ય મનુષ્યોની સર્જેલી આ કૃતિઓનુ તો કહેવુ જ શું?

પરતુ નમસ્કારની વાત જૂદી છે કાલના અનત પ્રવાહ-મા વહેતો વહેતો તે આપણા સુધી આવ્યો છે, છતાયે તેની ભવ્યતા અને સુદરતા અશમાત્ર ઓછી થઇ નથી * વળી તેનો ઈતિહાસ જોતાં અનત ભવિષ્યમા પણ તેની આ ભવ્યતા અને સુદરતા કાયમ રહેશે, એમા શક નથી આ પરિસ્થિતિ ધ્યાનમાં રાખીને જ અમે પીરામીડોની ભવ્યના અને તાજમહાલની સુદરતાને નગણ્ય કહી છે, તે અતિશ-યોક્તિરૂપ નથી, તેની પાઠકો ખાતરી રાખે

---

* एसो अणाइकालो अणाइजीवो अणाइजिणधम्मो ।
सइया वि ते पढता एसुच्चिय जिणनमुक्कार ॥

—નવકારફલપ્રકરણ

આ કાળ અનાદિ છે, આ જીવ અનાદિ છે અને આ જિનધર્મ પણ અનાદિ છે જ્યારથી એ છે, ત્યારથી આ જિન–નમસ્કાર ભવ્ય જીવો વડે ભણાય છે

## ૨—નમસ્કારની ભવ્યતા

નમસ્કારની ભવ્યતા તેની રચનાને આભારી છે જેમ પીરામીડની રચના ત્રિકોણાકૃતિ વડે થયેલી છે, તેમ નમસ્કારની રચના ત્રણ ખડો વડે થયેલી છે જેમ પીરામીડના ભોંયતળિયામા અનેક ગુપ્ત માર્ગો અને દ્વારો છે તથા તેમા બહુમૂલ્ય વસ્તુઓનો ખજાનો છે, તેમ નમસ્કારની ભીતરમા પણ અનેક ગુપ્ત માર્ગો અને દ્વારો છે, તથા તેની ભીતરમા બહુમૂલ્ય આધ્યાત્મિક ખજાનો ભરેલો છે

'નમસ્કારની રચના ત્રણ ખડો વડે શી રીતે?' એ પ્રશ્ન અહી કેટલાક તરફથી પૂછાશે, એટલે તેનુ સમાધાન કરવું જરૂરી માનીએ છીએ

### નમસ્કાર નવપદાત્મક છે

નમસ્કાર નવપદાત્મક છે, એ હકીકત સુપ્રસિદ્ધ છે શ્રી મહાનિશીથસૂત્રના ત્રીજા અધ્યયનમા તેનો નવપદાત્મક પાઠ મળે છે કેટલાક ભગવતીસૂત્રમા આવતા નમસ્કારના પાચ પદો પરથી તેને પચપદાત્મક માનવા પ્રેરાય છે, પણ તે બરાબર નથી. ત્યાં મગલાચરણનો પ્રસગ છે, તેથી પ્રથમના પાચ પદો લીધા છે જો અહી આવતા પાચ પદો પરથી નમસ્કારને પચપદાત્મક માનવા પ્રેરાઈએ તો ઓરીસાની હાથીગુફા તથા ગણેશ ગુફા પર મહામેઘવાહન કલિંગાધિપતિ મહારાજા ખારવેલના શિલાલેખમા નીચેના બે પદો જ જોવામા આવે છે नमो अरहतान । नमो सिद्धान । તેના પરથી શુ નમસ્કારને માત્ર બે પદોનો જ માનવા પ્રેરાઈશું?

અને કેટલાક ઠેકાણે માત્ર नमो सिद्धाण । એવું જ પદ જોવામા આવે છે, તેના પરથી શુ નમસ્કારને માત્ર એક પદનો જ માનવા તૈયાર થઈશુ ? સાચી હકીકત એ છે કે નમસ્કાર નવપદોનો જ બનેલો છે અને તેના પદોનો જરૂર પ્રમાણે ઉપયોગ કરવામા આવે છે

## નમસ્કારના ત્રણ ખડો

નમસ્કારના આ નવ પદોમા પ્રથમ બે પદો દેવખડનાં છે, પછીના ત્રણ પદો ગુરુખડના છે અને ત્યાર પછીના ચાર પદો ધર્મખડના છે તે આ પ્રમાણે:

(૧) દેવખડ

नमो अरिहताण ।
नमो सिद्धाण ।

(૨) ગુરુખડ

नमो आयरियाण ।
नमो उवज्झायाण ।
नमो लोए सव्वसाहूण ॥

(૩) ધર્મખડ

एसो पच-नमुक्कारो, सव्वपावप्पणासणो ।
मगलाण च सव्वेसिं, पढम हवइ मगल ॥

આ જગતમા આત્માર્થિઓએ જાણવા જેવી વસ્તુઓ ત્રણ છે દેવ, ગુરુ અને ધર્મ તે ત્રણેનો સમાવેશ આ રીતે નમસ્કારમા થઈ જાય છે, એ શુ ભવ્યતાસૂચક નથી?

## ૧ દેવખંડ

અરિહંત અને સિદ્ધની ગણના જૈન મહર્ષિઓએ દેવ-તત્ત્વમા કરી છે અહીં દેવતત્ત્વથી સુર–અસુરાદિ સંસારીદેવો નહિ પણ પરમાત્મપદને કે ઈશ્વરભાવને પામેલા સંસાર-મુક્ત આત્માઓ છે

અરિહંત એ સાકાર ઈશ્વરસ્વરૂપ છે અને સિદ્ધ એ નિરાકાર ઈશ્વરસ્વરૂપ છે ઉપાસનાનો ક્રમ એવો છે કે પ્રથમ સાકારની ઉપાસના કરવી અને પછી નિરાકારની ઉપાસના કરવી, એટલે તે ક્રમને અહીં માન્ય રાખવામાં આવ્યો છે સાકાર ઈશ્વર વડે જ નિરાકાર ઈશ્વરનો બોધ થાય છે, માટે તેમનો ઉપકાર આ જગતમા બહુ મોટો છે, અને તેથી પ્રથમ પદે તેઓ સ્મરણ કરવા યોગ્ય છે

'અરિહંત શબ્દથી શું સમજવું ?' તે પણ થોડી સ્પષ્ટતા માગે છે અરિહંત એટલે અર્હંત અર્હંત્ એટલે પૂજાને યોગ્ય, પૂજ્યતમ પૂજ્યતમ એટલે માનવસમૂહથી જ પૂજ્ય એમ નહિ, પણ ત્રણે લોકવડે પૂજ્ય ત્રણ લોકમા સુર, અસુર અને માનવ એ ત્રણે આવી જાય, એટલે સુરાસુર મનુષ્ય અને તેમના સ્વામિઓ વડે પૂજ્ય આવી પૂજ્યતમતા તીર્થંકર ભગવતને વિષે જ સભવે છે, તેથી અરિહંત એટલે તીર્થંકર પરમાત્મા

જ્યારે તીર્થંકર દેવો દેવલોક કે નરકમાથી ચ્યવીને માતાના ગર્ભમા આવે છે, જન્મ ધારણ કરે છે, સંસારનો ત્યાગ કરી દીક્ષા ગ્રહણ કરે છે, સંયમસાધનાવડે કેવલ

જ્ઞાનની પ્રાપ્તિ કરે છે, અને આયુષ્ય પૂર્ણ કરી નિર્વાણને પ્રાપ્ત થાય છે, ત્યારે સસારવર્તિ દેવો તેઓ પ્રત્યે પોતાનો ઉત્કૃષ્ટ ભક્તિભાવ પ્રકટ કરે છે

અરિહત-તીર્થંકર પરમાત્માના ગુણો કોણ ગણી શકે? જો સાગરના જળબિદુઓને ગણી શકીએ, જો પૃથ્વી પરના તમામ રેતીના કણને ગણી શકીએ કે આકાશમા રહેલા તારાઓને ગણી શકીએ, તો તેમના ગુણો ગણી શકીએ આમ છતા તેમની વિશેષતાને ધ્યાનમા રાખવા માટે તેમના ગુણોને બારની સખ્યામા સગ્રહી લેવામા આવ્યા છે

એ બાર ગુણોમા અષ્ટમહાપ્રતિહાર્ય અને ચાર મૂલ અતિશયો ગણાવ્યા છે પ્રાતિહાર્ય એટલે પ્રતિહારીની માફક સાથે રહેનારી વસ્તુ તે દેવકૃત હોય છે અતિશય એટલે શ્રેષ્ઠપ્રભાવસૂચક લક્ષણ અને તે આત્મવિકાસમાથી પ્રકટે છે

તીર્થંકર પરમાત્મા જ્યા વિચરતા હોય, ત્યા તેમના શરીરથી બાર ગુણા ઊચા અશોકવૃક્ષની રચના થવી તે અશોકવૃક્ષ નામનો પ્રથમ પ્રાતિહાર્યગુણ દેવતાઈ પુષ્પોની વૃષ્ટિ થવી તે સુરપુષ્પવૃષ્ટિ નામનો બીજો પ્રાતિહાર્યગુણ દિવ્ય ધ્વનિ થવો તે દિવ્ય ધ્વનિ નામનો ત્રીજો પ્રતિહાર્ય ગુણ ચામરો વીઝાવા તે ચામર નામનો ચોથો પ્રાતિહાર્ય ગુણ પાદપીઠસહિત સુદર સિહાસનનુ રચાવુ તે આસન નામનો પાચમો પ્રાતિહાર્યગુણ તેજમા વૃદ્ધિ કરવા માટે મસ્તકની પાછળ ભામડલનુ રચાવુ તે ભામડલ નામનો છઠ્ઠો પ્રાતિહાર્યગુણ આકાશમા દેવદુદુભિનુ વાગવુ તે દુદુભિ

નામનો સાતમો પ્રાતિહાર્યગુણ અને માથે ત્રણ અનુપમ છત્રો ધરાવા તે આતપત્ર નામનો આઠમો પ્રાતિહાર્યગુણ

આમા શુ રહસ્ય હશે ? તે જાણવા માટે અમે ઘણો ઘણો વિચાર કરેલો, પણ કાંઈ સમાધાન થયેલુ નહિ બન્યુ એમ કે ખાસ નમસ્કાર અંગે જ કન્નડ ભાષામા લખાયેલાં સાહિત્યની શોધ કરવા આજથી પાચ–છ વર્ષ પહેલા દક્ષિણમા જવાનુ થયુ, ત્યારે બેગલોર અને ભુવલય ગ્રંથના સરક્ષક દિગમ્બર વિદ્વાન્ શ્રીએલપ્પા શાસ્ત્રી જોડે વાર્તાલાપ કરવાનો પ્રસગ આવ્યો અને તેમા અષ્ટપ્રાતિહાર્ય વિષે વાત નીકળી, ત્યારે જાણી શકાયુ કે આ પ્રાતિહાર્ય-ની પાછળ રહસ્યમયી હકીકત છે અને તેમા અનેક ગૂઢ વિદ્યાઓનો સમાવેશ છે દાખલા તરીકે અશોકવૃક્ષ નામના પ્રાતિહાર્યમા પુષ્પ આયુર્વેદની × ઘણી ખરી બાબતો દર્શાવવામા આવી છે અને વિવિધ પુષ્પોના રસસયોજનથી થતી સુવર્ણસિદ્ધિ વગેરેનુ વર્ણન છે ચામરપ્રાતિહાર્યમા લિપિને લગતા અનેક રહસ્યો રહેલા છે

આ સાહિત્યનો કોઈ પણ ભાગ હજી અમે મેળવી શક્યા નથી, પણ વિદ્વાનોના ખ્યાલમા રહે, માટે જ અહી આટલો નિર્દેશ કરીને અટકી જઈએ છીએ

કલિકાલસર્વજ્ઞ પૂ શ્રીહેમચદ્રાચાર્યે વીતરાગસ્તોત્રમા આ પ્રતિહાર્યોનુ સુદર વર્ણન કર્યું છે અને વર્તમાનકાળે પૂ પ મહારાજશ્રી ધુરધરવિજયજીએ તેના પર સુદર કાવ્યરચના કરેલી છે

× જેમા પુષ્પોના રસાદિ વડે જ રોગ મટાડવાનો વિધિ છે.

શ્રીતીર્થંકર પરમાત્માના કુલ અતિશયો ૩૪ છે તેમાથી જે મુખ્ય છે, તેને અહી મૂલ અતિશય કહેવામા આવે છે તે આ પ્રમાણે સુર, અસુર અને મનુષ્યો વડે પૂજા થવી તે પૂજાતિશય નામનો પ્રથમ મૂલ અતિશય પાત્રીશ ગુણવાળી વાણી વડે સત્ય ધર્મનો ઉપદેશ કરવો તે વચનાતિશય નામનો બીજો મૂલ અતિશય લોકાલોકના અર્થ–પદાર્થોને જાણનાર કેવળજ્ઞાનનુ હોવુ તે જ્ઞાનાતિશય નામનો ત્રીજો મૂલ અતિશય અને રાગદ્વેષાદિ અતરના અપાયકારક શત્રુઓનો અપગમ થવો તથા જ્યા જ્યા વિહાર થાય ત્યા ત્યા સાત ઇતિ–ઉપદ્રવોનો નાશ થવો તે અપાયાપગમાતિશય નામનો ચોથો મૂલ અતિશય

અહી ૩૪ અતિશયની વસ્તુ પણ સક્ષેપમા સમજી લેવી જોઈએ કલિકાલસર્વજ્ઞ પૂ શ્રીહેમચદ્રાચાર્યે અભિધાનચિતામણિકોષમા ૩૪ અતિશયોનો પરિચય કરાવ્યો છે તે આ પ્રમાણે

(૧) લોકોત્તર અદ્‌ભુત સ્વરૂપવાન દેહ
(૨) સુગધિત શ્વાસોચ્છ્‌વાસ
(૩) માસ અને રુધિરની દૂધની માફક શ્વેતતા
(૪) આહાર તથા નિહારનુ ચર્મચક્ષુઓવાળા માટે અદૃશ્ય-પણું આ ચાર અતિશયો જન્મની સાથે ઉત્પન્ન થાય છે.
(૫) સમવસરણની રચના
(૬) અર્થગભીર વાણી
(૭) ભાષાની સર્વદેશીયતા

(૮) આસપાસના વિસ્તારોમાંથી જ્વરાદિ રોગોનો નાશ.
(૯) પરસ્પર વેરની શાંતિ
(૧૦) પાકનો નાશ કરનારી તીડ વગેરે ઇતિનો અભાવ
(૧૧) ઉપદ્રવનો વિરામ
(૧૨-૧૪) અતિવૃષ્ટિની, અનાવૃષ્ટિની અને દુષ્કાલની અનુત્પત્તિ
(૧૫) સ્વચક્ર અને પરચક્રભયનો અસંભવ
આ અગિયાર અતિશયો જ્ઞાનાવરણીયાદિ કર્મના ક્ષયને લીધે ઉત્પન્ન થાય છે
(૧૬) ધર્મચક્રનું ફરવું
(૧૭) ચામરનું વીંઝાવું
(૧૮) પાદપીઠસહિત સિંહાસનનું ચાલવું
(૧૯) ત્રણ છત્રોનું ધારણ થવું
(૨૦) રત્નમય ધર્મધ્વજનું આગળ ચાલવું
(૨૧) સ્વર્ણકમલની રચના થવી
(૨૨) સમવસરણની આસપાસ ત્રણ પ્રકારના ગઢો રચાવા
(૨૩) ઉપદેશ સમયે જુદી જુદી ચાર દિશામાં પ્રભુના ચાર મુખ દેખાવાં
(૨૪) શ્રીતીર્થંકર વિરાજતા હોય ત્યાં અશોકવૃક્ષની રચના થવી
(૨૫) માર્ગમાં રહેલા કંટકોનું અધોમુખ થવું (અવળા થઈ જવું)
(૨૬) વૃક્ષોએ ડાળીઓ ઝુકાવીને નમન કરવું.
(૨૭) દેવદુંદુભિનું વાગવું

(૨૮) સંવર્તક જાતિના પવનનું વહેવું કે જે કચરો આદિ દૂર કરે છે અને સર્વને સુખરૂપ થાય છે

(૨૯) પક્ષીઓ વડે પ્રદક્ષિણા થવી

(૩૦) ગંધોદકની વૃષ્ટિ થવી

(૩૧) પંચરંગી દિવ્ય પુષ્પોની વૃષ્ટિ થવી

(૩૧) શ્રીતીર્થંકર દેવના મસ્તકના કેશ, દાઢી, મૂછ તથા હાથ પગના નખોની વૃદ્ધિ ન થવી

(૩૩) અનેક દેવોનુ સમીપમા રહેવુ

(૩૪) ઋતુઓ અનુકૂલ-મનોહર બનવી

આ ઓગણીશ અતિશયો દેવકૃત હોય છે

આ ૩૪ અતિશયોમા સાત ઇતિઓનો સમાવેશ થઈ જાય છે, પણ તેનો સ્પષ્ટ ખ્યાલ રહે તે માટે અહીં તેની જૂદી નોંધ આપીએ છીએ (૧) અતિવૃષ્ટિ, (૨) અનાવૃષ્ટિ, (૩) ઉંદરોની વૃદ્ધિ, (૪) તીડોનુ ફાટી નીકળવુ, (૫) પોપટની બહુલતા, (૬) સ્વચક્ર ભય (બળવો થવો) અને (૭) પરચક્ર ભય (શત્રુની ચડાઈ)

અરિહંત પરમાત્માનો આટલો પરિચય મેળવ્યા પછી સિદ્ધ પરમાત્મા પર આવીએ જેમનુ નિરુપમ સુખ મેળવવાનુ કાર્ય પૂર્ણ થયુ છે, તે સિદ્ધ કહેવાય નિરુપમ સુખ આઠ પ્રકારના કર્મોનો સંપૂર્ણ ક્ષય કરવાથી જ મળે છે, એટલે જેઓ આઠે કર્મોનો ક્ષય કરી આત્માની સ્વાભાવિક ઊર્ધ્વગતિ વડે લોકના અગ્રભાગે આવેલી સિદ્ધ-

શિલાના ઉપરના ભાગમા પહોચ્યા છે અને કાયમને માટે ત્યા સ્થિર થયેલા છે, તેમને સિદ્ધ પરમાત્મા સમજવા

આ સિદ્ધ પરમાત્માના ગુણો પણ ગણ્યા ગણાય તેવા નથી, છતા તેમની કર્મરહિત અવસ્થાને યાદ રાખવા માટે એક કર્મનો ક્ષય તે એક ગુણ એ રીતે તેમનામા આઠ ગુણની ગણના કરવામા આવી છે

કયા કર્મના ક્ષયથી કયો ગુણ ઉત્પન્ન થાય ? તે અહીં જણાવીએ છીએ જ્ઞાનાવરણીય કર્મના ક્ષયથી અનતજ્ઞાન ઉત્પન્ન થાય દર્શનાવરણીય કર્મના ક્ષયથી અનત દર્શન ઉત્પન્ન થાય વેદનીય કર્મના ક્ષયથી ક્ષાયિક સમ્યક્ત્વ અને વીતરાગતા ઉત્પન્ન થાય આયુષ્ય કર્મના ક્ષયથી અક્ષયસ્થિતિ ઉત્પન્ન થાય નામકર્મના ક્ષયથી અરૂપીપણુ ઉત્પન્ન થાય ગોત્રકર્મનો ક્ષય થવાથી અગુરુલઘુત્વ એટલે ઊચ-નીચના વ્યવહારરહિત સ્થિતિ ઉત્પન્ન થાય અને અતરાય કર્મનો ક્ષય થતા અનત વીર્યની પ્રાપ્તિ થાય

દેવખડ વિષે આટલી સામાન્ય માહિતી મેળવી આપણે આગળ વધીએ

## ગુરુખડ

આચાર્ય, ઉપાધ્યાય અને સાધુઓની ગણના જૈન મહર્ષિઓએ ગુરુતત્ત્વમા કરી છે તેમા જે ભેદ છે, તે માત્ર સ્થાનનો જ છે

આચાર્ય ગચ્છના વડા હોય છે અને તેઓ સારણા, વારણા, ચોયણા અને પડિચોયણા વડે સાધુઓને સયમ-

માર્ગમા પ્રવર્તાવે છે, તેથી તેમનું સ્થાન પહેલુ છે શાસનની સ્થિતિનો સર્વ આધાર તેમની દોરવણી ઉપર રહેલો છે, તેથી તેમનુ સ્થાન મુખ્ય છે અરિહત પરમાત્માની ગેરહાજરીમા તેઓ એમના પ્રતિનિધિ તરીકે છે, એમ શાસ્ત્રકારો ફરમાવે છે

આચાર્ય ભગવતના ૩૬ ગુણોની ગણના અનેક રીતે થાય છે, પરતુ તેમા નીચેની ગણના પ્રસિદ્ધ છે:

| | |
|---|---|
| પાચ ઇંદ્રિયોને જિતે તે | ૫ ગુણ |
| બ્રહ્મચર્યની નવવાડો પાળે તે | ૯ ગુણ |
| ચાર કષાયોને જિતે તે | ૪ ગુણ |
| પાચ મહાવ્રતો પાળે તે | ૫ ગુણ |
| પાચ આચારો પાળે તે | ૫ ગુણ |
| પાચ સમિતિ પાળે તે | ૫ ગુણ |
| ત્રણ ગુપ્તિ પાળે તે | ૩ ગુણ |
| | કુલ ૩૬ ગુણ |

આચાર્યપદ પછીનુ સ્થાન ઉપાધ્યાયપદને પ્રાપ્ત થાય છે તેમનું સ્થાન પણ પણ મોટુ છે પોતે ક્રિયારત રહેવા સાથે શ્રુતના પારગામી સાધુસમૂહને શ્રુતનો પારગામી તથા ક્રિયારત બનાવવો, એ તેમનુ મુખ્ય કાર્ય છે તેમના ૨૫ ગુણોની ગણના પણ જૂદી જૂદી અનેક રીતે કરવામા આવી છે તેમા નીચેની ગણના પ્રસિદ્ધ છે

| | |
|---|---|
| અગિયાર અંગો ભણે-ભણાવે તે | ૧૧ ગુણ |
| બાર ઉપાંગો ભણે-ભણાવે તે | ૧૨ ગુણ |
| ચરણસિત્તરી પાળે તે | ૧ ગુણ |
| કરણસિત્તરી પાળે તે | ૧ ગુણ |
| | કુલ ૨૫ ગુણ |

અગિયાર અંગથી નીચેના આગમો સમજવાના છે (૧) આયાર, (૨) સૂયગડ, (૩) ઠાણ, (૪) સમવાય, (૫) વિવાહપણ્ણત્તિ અથવા ભગવતી, (૬) નાયાધમ્મકહા, (૭) ઉવાસગદસા, (૮) અંતગડદસા, (૯) અણુત્તરોવવાઇદસા, (૧૦) પણ્હાવાગરણ, (૧૧) વિવાગસુય

બાર ઉપાંગોથી નીચેના આગમો સમજવાના છે (૧) ઓવવાઈય, (૨) રાયપસેણિય, (૩) જીવાજીવાભિગમ, (૪) પણ્ણવણા, (૫) સૂરપણ્ણત્તિ, (૬) જંબૂદીવપણ્ણત્તિ, (૭) ચંદપણ્ણત્તિ, (૮) નિરયાવલિયા, (૯) કપ્પવડિંસિયા, (૧૦) પુપ્ફિયા, (૧૧) પુપ્ફચૂલિયા અને (૧૨) વણ્હિદસા

ચરણસિત્તરી એટલે ૭૦ બોલવાળો ચારિત્રનો ગુણ અને કરણસિત્તરી એટલે ૭૦ બોલવાળો ક્રિયાનો ગુણ

જે નિર્વાણસાધક યોગની સાધના કરે તે સાધુપદે રહેલા કહેવાય તેમના ૨૭ ગુણો અનેક રીતે ગણાય છે, તેમાં નીચેની ગણના પ્રસિદ્ધ છે

| | |
|---|---|
| પાંચ મહાવ્રત ધારણ કરે તે | ૫ ગુણ |
| રાત્રિભોજનનો ત્યાગ કરે તે | ૧ ગુણ |
| છકાયના જીવોની રક્ષા કરે તે | ૬ ગુણ |
| પાંચે ઇંદ્રિયો પર સંયમ રાખે તે | ૫ ગુણ |
| ત્રણ ગુપ્તિનું પાલન કરે તે | ૩ ગુણ |
| લોભ રાખે નહિ તે | ૧ ગુણ |
| ક્ષમા ધારણ કરે તે | ૧ ગુણ |
| ચિત્તને નિર્મળ રાખે તે | ૧ ગુણ |
| વસ્ત્ર વગેરેની શુદ્ધ પડિલેહણા કરે તે | ૧ ગુણ |
| સંયમમાં રહે એટલે અવિવેકનો ત્યાગ કરે તે | ૧ ગુણ |
| પરીષહો સહન કરે તે | ૧ ગુણ |
| ઉપસર્ગો સહન કરે તે | ૧ ગુણ |
| | કુલ ૨૭ ગુણ |

આચાર્યો, ઉપાધ્યાયો તથા સાધુ-સાધ્વીઓના સમુદાયને શ્રમણસંઘ કહેવાય છે, એટલે ગુરુખંડમાં ત્યાગપ્રધાન જીવન જીવનાર શ્રમણસંઘને ગ્રહી લેવામાં આવ્યો છે બીજા ખંડનો આ સામાન્ય પરિચય પૂરો કરતાં પહેલાં એટલું જણાવવાનું બાકી રહે છે કે અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પાંચને પરમેષ્ઠિ કહેવામાં આવે છે

કોઈ એમ કહેતું હોય કે પરમેષ્ઠી તો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને જ કહેવાય, કારણ કે તેઓ આ જગતની

ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરનારા છે, તો એ વાત જૈન મહર્ષિઓને માન્ય નથી જૈન મહર્ષિઓ એમ કહે છે કે 'આ વિશ્વ સ્વયંસંચાલિત છે, એટલે ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યના રૂપક તરીકે ભલે તેમનો સ્વીકાર કરો, પણ સ્વતંત્ર વ્યક્તિ તરીકે તેમનો સ્વીકાર થઈ શકે નહિ અહી પરમેષ્ઠી શબ્દનો જે પ્રયોગ છે તે વિશિષ્ટ અર્થમાં છે જે આત્મા પરમ સ્થાનમા–ઉચ્ચ સ્થાનમા સ્થિત છે –રહેલા છે તે પરમેષ્ઠી ઉચ્ચ સ્થાન એટલે પહાડ–પર્વત નહિ, મકાનનો ઉપરનો માળ કે કાષ્ઠ–પાષણ–સુવર્ણનુ સિંહાસન નહિ, પણ સંસારી મનુષ્યો કરતા ઊચુ સ્થાન સંસારી મનુષ્યો વિષય–કષાયમા ડૂબેલા હોય છે, એટલે તેમનુ સ્થાન નીચુ છે, જેઓ ત્યાગ, વૈરાગ્ય તથા સંયમથી વિભૂષિત થઈ સ્વકલ્યાણ સાથે પરકલ્યાણની સાધના કરે છે, એ સાધુપુરુષોનુ સ્થાન ઊચુ છે'

તંત્રવિશારદો કહે છે કે જેને આપણે પરમેષ્ઠી માનીને ઉપાસના કરીએ, તેનામા ૧૦૮ ગુણો હોવા જોઇએ, તે શુ આ પંચ પરમેષ્ઠીમા મળી શકશે ખરા ? તેનો ઉત્તર હકારમા છે ઉપર અરિહંતાદિના જે ગુણોની ગણના કરી તેનો સરવાળો કરો, એટલે આ વસ્તુની પ્રતીતિ થશે ૧૨ + ૮ + ૩૬ + ૨૫ + ૨૭ = ૧૦૮

## ધર્મખંડ

હવે ધર્મખંડ તરફ આવીએ નમસ્કારના આ ભાગને સામાન્ય રીતે ચૂલિકા કે ચૂલા કહેવામા આવે છે.

ચૂલા એટલે ઉત્તરતંત્ર પૂ શ્રી હરિભદ્રસૂરિએ દશવૈકાલિક સૂત્રની ટીકામા 'तत् पुनश्चूडाद्वयम् उत्तरतन्त्र दशवैकालिकस्य' એ શબ્દો વડે ચૂલાનુ ઉત્તરતંત્રપણુ સિદ્ધ કરેલુ છે નમસ્કારના દેવખંડ અને ગુરુખંડ રૂપી પૂર્વતંત્રમા નમસ્કાર કોને કરવાનો છે? તેનો નિર્દેશ છે અને ચૂલિકા રૂપી ઉત્તરતંત્રમા એ નમસ્કારનુ ફલ શુ છે? તેનુ વર્ણન છે તેમા સર્વ પાપના પ્રણાશન અને ઉત્કૃષ્ટ મંગળના લાભરૂપી ધર્મનુ જ ફલ કહેલુ છે, એટલે નમસ્કાર વડે ધર્મની ઉત્પત્તિ થાય છે અને તેનાથી સર્વ પાપનો પ્રણાશ તથા ઉત્કૃષ્ટ મંગલની પ્રાપ્તિ થાય છે, એમ સમજવાનુ છે

નમસ્કાર વડે ધર્મની ઉત્પત્તિ થવામા પ્રમાણ શુ? એ પ્રશ્નનો ઉત્તર અમે શ્રી હરિભદ્રસૂરિજીના શબ્દોમા જ આપીશુ તેઓ લલિતવિસ્તરા-ચૈત્યવંદનાવૃત્તિમા કહે છે કે 'धर्मं प्रति मूलभूता वन्दना-ધર્મ પ્રત્યે લઇ જનારી મૂળભૂત વસ્તુ વંદના છે-નમસ્કાર છે, કારણ કે તેના વડે ઉત્પન્ન થતો ભાવોલ્લાસ આત્મક્ષેત્રમા ધર્મપ્રશંસા-ધર્મબહુમાનરૂપી બીજને વાવે છે, ધર્મચિંતનાદિરૂપ અંકુરાઓનો પ્રગટાવે છે, ધર્મશ્રવણ અને ધર્માચારરૂપ શાખાપ્રશાખાઓનો વિસ્તાર કરે છે તથા સ્વર્ગ અને મોક્ષના સુખોની પ્રાપ્તિરૂપ ફૂલ તથા ફલોને આપે છે'

ધર્મની પાપપ્રણાશક શક્તિ વિષે શાસ્ત્રોમા કહ્યુ છે કે-

दीपो हन्ति तमस्तोम, रसो रोगमहाभरम् ।
सुधाबिन्दुर्विषावेगं, धर्म. पापभर तथा ॥

'દીપક અધકારના સમૂહનો નાશ કરે છે, રસાયણ રોગના સમૂહનો નાશ કરે છે અને અમૃતબિંદુ વિષના વેગનો નાશ કરે છે, તેમ ધર્મ પાપસમૂહનો નાશ કરે છે'

આપણો રોજિંદો અનુભવ પણ એ જ કહે છે કે મનુષ્યમા ધાર્મિકવૃત્તિ જાગ્રત થાય છે, એટલે પાપ કરવાનું વલણ ઓછું થઇ જાય છે અને પૂર્વકાળે જે પાપો કર્યાં હોય તેનો ભારે પસ્તાવો થાય છે એટલે ધર્મમા પાપને મારી હઠાવવાની જબ્બર તાકાત રહેલી છે, એ નિર્વિવાદ છે

ધર્મની મગલમયતા વિષે શાસ્ત્રોમા કહ્યું છે કે—

धम्मो मगलमुक्किट्ठ, अहिंसा सजमो तवो ।
देवावि त नमसति, जस्स धम्मे सया मणो ॥

'અહિંસા, સયમ અને તપરૂપ ધર્મ ઉત્કૃષ્ટ મગલ છે જેમનુ મન સદા આવા ધર્મમા વસ્યુ છે, તેને દેવો પણ નમસ્કાર કરે છે'

મગલની એક વ્યાખ્યા એવી છે કે 'मङ्गति हितार्थं सर्पतीति मङ्गलम्—જે સર્વ પ્રાણીઓના હિતને માટે પ્રવર્તે તે મગલ' તો ધર્મ શુ સર્વ પ્રાણીઓના હિતને માટે પ્રવર્તતો નથી? અહિંસા કે જે ધર્મનુ પ્રથમ અગ છે, તે ઉદ્‌ઘોષણા કરીને કહે છે કે 'સર્વ જીવો જીવવાની કામનાવાળા છે, દુખ કોઈને પ્રિય નથી, મરણ કોઈને ગમતુ નથી, માટે કોઈ પણ પ્રાણીની હિંસા કરો નહિ' આ સર્વ પ્રાણીઓના હિતની વાત થઇ કે નહિ?

મગલની બીજી વ્યાખ્યા એવી છે કે 'मङ्गति दुरदृष्टम-

नेनास्माद् वेति मङ्गलम्-જેના વડે કે જેનાથી દુર્ભાગ્ય દૂર ચાલ્યુ જાય તે મગલ' તે શુ ધર્મના આરાધનથી દુર્ભાગ્ય દૂર ચાલ્યુ જતુ નથી? ધર્મને તો સૌભાગ્યની ખાણુ માનવામા આવી છે આ જગતમાં એવુ એક પણ સુખ નથી કે જે ધર્મથી પ્રાપ્ત ન થાય કયવન્ના શેઠનુ સૌભાગ્ય ખૂબ વખણાયુ છે, તેની પ્રાપ્તિના મૂળમા ધર્મ સિવાય બીજુ શુ રહેલુ હતુ?

આ રીતે પચનમસ્કારથી ધર્મની પ્રાપ્તિ અને તેના વડે સર્વપાપનો પ્રણાશ તથા ઉત્કૃષ્ટ મગલની ઉત્પત્તિ સિદ્ધ છે તેથી પ્રસ્તુત ખડને અમે ધર્મખડ કહેવાનુ યોગ્ય માન્યુ છે અહી એવો પ્રશ્ન થવાનો સભવ છે કે 'ધર્મથી મગલ આવે છે કે મગલથી ધર્મ? ઉપરના વિવેચનમા ધર્મથી મગલ આવે છે, એમ કહેવામા આવ્યુ છે, ત્યારે વિશેષાવશ્યક ભાષ્યમા 'ધર્મ લાવે તે મગલ' એમ કહેવાયુ છે જુઓ નીચેની ગાથા –

मग्गिज्जएऽधिगम्मइ, जेण हिअ तेण मगलो होई ।
अहवा मगो धम्मो, त लाइ त समादत्ते ॥

જેના વડે હિત સધાય તે મગલ કહેવાય અથવા જે ધર્મને લાવે-ધર્મને પ્રાપ્ત કરાવે, તે મગલ કહેવાય'.

આનુ સમાધાન એ છે કે આપણે ધર્મ અને મગલને બે જુદી વસ્તુઓ માનીએ છીએ, તે વ્યવહારદૃષ્ટિને આભારી છે, પણ વાસ્તવિકતાએ તે બે જુદી વસ્તુઓ નથી ધર્મ એ જ મગલ છે અને મગલ એ જ ધર્મ છે એટલે ધર્મથી

મંગલ આવે છે, એમ પણ કહી શકાય અને મંગલથી ધર્મ આવે છે, એમ પણ કહી શકાય

સર્વપાપપ્રણાશન અને ઉત્કૃષ્ટ મંગલ એ ધર્મનું ફલ છે અને ધર્મ એ નમસ્કારનું ફલ છે, એટલે ધર્મના અર્થીએ નમસ્કારને સારી રીતે જાણી લેવો જોઈએ

નમસ્કારનો સામાન્ય અર્થ છે નતિકરણ, નમ્રતા, વંદન કે પ્રણામ અને વિશેષ અર્થ છે વિનય કે ભક્તિ એથી કોઈ એમ સમજતું હોય કે બે હાથ જોડીએ, મસ્તક નમાવીએ અને ઘૂંટણે પડીએ એટલે નમસ્કાર થઈ ગયો, તો એ સમજ બરાબર નથી એ તો નમસ્કારનો એક ભાગ થયો અને બીજો ભાગ બાકી રહ્યો આ બીજો ભાગ વિનય કે ભક્તિ, રૂપ હોઈ મન અને હૃદય સાથે સંબંધ ધરાવે છે એ વખતે મનમાં માત્ર નમસ્કાર્ય એટલે જેમને નમસ્કાર કરવાનો છે, તેમનો જ વિચાર હોવો જોઈએ, પણ અન્ય કોઈ વિચાર નહિ નમસ્કાર્ય સંબંધી એવો વિચાર હોવો જોઈએ કે 'હું આ જગતમાં સર્વોત્તમ* એવા પરમેષ્ઠીને વંદન કરી રહ્યો છું એ મારું પરમ સૌભાગ્ય છે કે તેમને વંદન કરવાનો અવસર મને પ્રાપ્ત થયો આ પરમેષ્ઠી જ મારા તારણહાર

---

*चत्तारि लोगुत्तमा । अरिहंता लोगुत्तमा । सिद्धा लोगुत्तमा । साहू लोगुत्तमा । केवलिपन्नत्तो धम्मो लोगुत्तमो ।

—આવશ્યકસૂત્ર.

અહીં સાધુ શબ્દથી આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ ત્રણે સમજવા એટલે અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ આ જગતમાં સર્વોત્તમ છે

છે આ પરમેષ્ઠી જ ભયાનક ભવારણ્યમાથી મારો ઉદ્ધાર કરનાર છે' આ વખતે હૃદય પાણી જેવુ પોચુ જોઇએ, તેનો ઉલ્લાસ પૂર્ણિમાને દિવસે સાગરમા ઉછળતી ભરતી જેવો જોઈએ જેમ સૂર્યને જોતા કમળ વિકસ્વર થાય છે, તેમ પરમેષ્ઠીનો વિચાર કરતા આપણુ મન વિકસ્વર થવુ જોઈએ, હર્ષથી પ્રફુલ્લિત થવુ જોઇએ 'ભાવ વિના ભક્તિ નહિ' એ શબ્દો મહાપુરુષોએ વારવાર ઉચ્ચાર્યા છે અને અમે પણ અહી તેનુ જ પુનરુચ્ચારણ કરી રહ્યા છીએ

જેમના મનમાં નમસ્કારનુ આ સ્વરૂપ વસ્યુ છે, તેઓ એની ફલશ્રુતિ બરાબર સમજી શકશે

આ રીતે નમસ્કાર ત્રિખડાત્મક છે અને તેમા દેવ, ગુરુ, તથા ધર્મનુ રહસ્ય છુપાયેલુ છે, એ વિવેચના પૂરી થઈ હવે નમસ્કારમા જે અનેક ખૂબીઓ છે, તેમાની કેટલીકનુ દર્શન કરાવીશુ

## નમસ્કારની પાંચ ખૂબીઓ

### પહેલી ખૂબી

પ્રથમ તો નમસ્કારની શરૂઆત નમો પદથી થાય છે, એજ તેની મોટી ખૂબી છે આ નમો પદ ધર્મશાસ્ત્ર, મત્રશાસ્ત્ર અને તત્રશાસ્ત્ર ત્રણેની દૃષ્ટિએ રહસ્યમય છે ધર્મશાસ્ત્રની દૃષ્ટિએ તે વિનયનુ બીજ છે કે જેનુ પરપરફળ મોક્ષ છે વાચકશેખર પૂ૦ શ્રી ઉમાસ્વાતિ મહારાજે પ્રશમરતિપ્રકરણમા ફરમાવ્યું છે કે 'વિનયનુ ફલ ગુરુની સેવા છે, ગુરુસેવાનુ ફળ શ્રુતજ્ઞાનની પ્રાપ્તિ છે, શ્રુતજ્ઞાનની

પ્રાપ્તિનુ ફળ આસ્રવનો નિરોધ છે, આસ્રવનિરોધનુ ફળ સવરની પ્રાપ્તિ છે, સવરની પ્રાપ્તિનુ ફળ તપ છે, તપનુ ફલ કર્મનિર્જરા છે, કર્મનિર્જરાનુ ફળ ક્રિયાનિવૃત્તિ છે, ક્રિયાનિવૃત્તિનુ ફળ યોગનો નિરોધ છે, યોગનિરોધનુ ફળ ભવસતતિનો ક્ષય છે અને ભવસતતિના ક્ષયનું ફળ મોક્ષ છે' આ રીતે વિનયનુ પરપરફળ મોક્ષ છે

મત્રશાસ્ત્રની દૃષ્ટિએ નમો એ શોધનબીજ છે, એટલે શરીર, મન અને આત્માની શુદ્ધિ કરવામા અતિ ઉપયોગી છે અહીં કોઈને એમ થાય કે 'આપણે તો આત્મશુદ્ધિનુ કામ છે, તેથી શરીર અને મનશુદ્ધિનું શું કામ?' પણ શરીર અને મનની શુદ્ધિ આત્મશુદ્ધિ માટે અત્યત ઉપકારક છે, એટલે તેની પણ આવશ્યકતા છે

તત્રશાસ્ત્રની દૃષ્ટિએ નમો એ શાંતિક અને પૌષ્ટિક કર્મને સિદ્ધ કરનારુ પદ છે, તેથી નમો પદથી પ્રયોજાયેલું સૂત્ર શાતિ અને પુષ્ટિને લાવનારુ થાય છે

## બીજી ખૂબી

નમસ્કારના પાચ પદોમા પચતીર્થી સમાયેલી છે, એ તેની બીજી ખૂબી છે અરિહતનો આદ્ય અક્ષર અ અષ્ટાપદ તીર્થનુ સૂચન કરે છે, સિદ્ધનો આદ્ય અક્ષર સિ સિદ્ધાચલજીનુ સૂચન કરે છે, આચાર્યનો આદ્ય અક્ષર આ આબૂજીનુ સૂચન કરે છે, ઉપાધ્યાયનો આદ્ય અક્ષર ઉ ઉજ્જયત એટલે ગિરનારજીનું સૂચન કરે છે અને સાધુના

આદ્ય અક્ષરમા રહેલો સ.સમેતશિખરજીનુ સૂચન કરે છે *

## ત્રીજી ખૂબી

નમસ્કારના અરિહતાદિ પાચ પદોના આદ્ય અક્ષરો લઈએ તો 'अ सि आ उ सा' એવું મત્રપદ બને છે, તે એની ત્રીજી ખૂબી છે આ મત્રપદમા એક પ્રકારની મહાવિદ્યા સમાયેલી છે તેનુ વર્ણન પૂ૰ શ્રી હેમચદ્રાચાર્યે યોગશાસ્ત્રના આઠમા પ્રકાશમા સુંદર રીતે કરેલુ છે

## ચોથી ખૂબી

નમસ્કારના અરિહતાદિ પાચ પદોના આદ્ય અક્ષરોનું વિશિષ્ટ પ્રકારે સયોજન કરીએ તો તેમાથી ॐ કારની નિષ્પત્તિ થાય છે, એ તેની ચોથી ખૂબી છે એ સયોજન આ રીતે થાય છે અરિહતનો આદ્ય અક્ષર अ સિદ્ધ એટલે અશરીરી તેનો આદ્ય અક્ષર પણ अ આ अ ને अ સાથે મેળવીએ તો સધિના નિયમ પ્રમાણે आ થાય તેમાં આચાર્યનો આદ્ય અક્ષર आ મેળવીએ તો आ જ રહે તેમા ઉપાધ્યાયનો उ મેળવતા ओ બને અને તેમા સાધુ એટલે મુનિનો म् મેળવીએ તો ओम् થાય આમા સિદ્ધની જગાએ અશરીરી અને સાધુની જગાએ મુનિ શબ્દ લેવો પડે છે, પણ રહસ્યવાદમા આવી છૂટ લેવાનુ મજૂર છે

---

* पञ्चादौ यत्पदानि त्रिभुवनपतिभिर्व्याहृता पञ्चतीर्थी ।

—ઉપદેશતરગિણી

પાચ પદોને ત્રૈલોક્યપતિ તીર્થંકર દેવાએ 'પચતીર્થી' તરીકે કહ્યાં છે

## પાંચમી ખૂબી

નમસ્કારમાં નવપદ એ તેની પાંચમી ખૂબી છે નવનો આંક સામાન્ય કે સાધારણ નથી, પણ ગૂઢ રહસ્યથી ભરેલો છે અને પૂર્ણાંકની પદવી પામેલો છે આ વસ્તુ પાઠકોની સમજમાં બરાબર આવે તે માટે થોડાં ઉદાહરણો આપીશું

પૂર્ણનો એક અર્થ તો એ છે કે જેનાથી કોઈ મોટો નથી ગણિતની ગમે તેવડી મોટી સંખ્યા લખો પણ તેનો સરવાળો કરીને એક આંક લાવો તો તે નવથી વધારે આવશે નહિ દાખલા તરીકે ૧૨૩૪, તો ૧ + ૨ + ૩ + ૪= ૧૦ અને ૧ + ૦ = ૧ ૫૬૯૭૨૪ તો ૫+૬+૯+૭+૨+૪ = ૩૩ અને ૩ + ૩ = ૬

પૂર્ણનો બીજો અર્થ એ છે કે તેને ગમે તે સંખ્યાથી ગુણીએ તો પણ પોતાનું સ્વરૂપ બદલે નહિ અર્થાત્ તે ઓછો કે વત્તો થાય નહિ દાખલા તરીકે—

૯ × ૧ = ૯
૯ × ૨ = ૧૮ = ૧ + ૮ = ૯
૯ × ૩ = ૨૭ = ૨ + ૭ = ૯
૯ × ૪ = ૩૬ = ૩ + ૬ = ૯
૯ × ૫ = ૪૫ = ૪ + ૫ = ૯
૯ × ૬ = ૫૪ = ૫ + ૪ = ૯
૯ × ૭ = ૬૩ = ૬ + ૩ = ૯
૯ × ૮ = ૭૨ = ૭ + ૨ = ૯

૯ × ૯ = ૮૧ = ૮ + ૧ = ૯
૯ × ૧૦ = ૯૦ = ૯ + ૧ = ૯ વગેરે

આ રીતે ૯ને કોઈ પણ સંખ્યાથી ગુણો તો પણ તેનો સરવાળો ૯જ આવ્યા કરશે

અંકગણિતના અનેક ચમત્કારિક પ્રયોગો નવની આ પૂર્ણતા પર નિર્ભર છે

નમસ્કારની ભવ્યતા અંગે આટલું વિવેચન હાલ પર્યાપ્ત છે

## ૩—નમસ્કારની સુંદરતા

તાજમહાલની સુંદરતા જેમ તેના શ્વેત સંગેમરમરમાં છુપાયેલી છે, તેમ નમસ્કારની સુંદરતા તેના અપૂર્વ–અચિંત્ય પ્રભાવમાં છૂપાયેલી છે આ જગતમાં નાની–મોટી, ચર–સ્થિર, સ્થૂલ–સૂક્ષ્મ, જીવંત–જડ કોઈ વસ્તુ એવી નથી કે જેના પર નમસ્કારનો પ્રભાવ પડતો ન હોય શુદ્ધ ભાવે નમસ્કારનું સ્મરણ થવા લાગ્યું કે વિપત્તિઓના વાદળ વિખરાઈ જાય છે, ન ધારેલી શુભ ઘટનાઓ બનવા માંડે છે અને અનેક પ્રકારની અનુકૂળતાઓ આવીને ખડી થાય છે થોડાં દૃષ્ટાંતોથી આ વસ્તુની વધારે પ્રતીતિ ગોચર થશે

### સંકટ સમયે શિવકુમારને મળેલી અજબ મદદ

યશોભદ્ર શેઠ ધર્મપરાયણ હતા અને શ્રાવકધર્મનું ઉત્તમ રીતે પાલન કરતા હતા તેમને સર્વ વાતે સુખ હતું, પણ એક વાતનું મોટું દુઃખ હતું પોતાનો એકનો એક પુત્ર શિવકુમાર જુગારના છંદે ચડી ગયો હતો અને વિષયલંપટ

બન્યો હતો. પિતા તેને સુધારવા માટે અનેકવિધ શિખામણો આપતા હતા, પણ એ બધી પત્થર પર પાણી સમાન નીવડતી હતી એકવાર પિતાએ કહ્યુ કે 'હે પુત્ર! તને હિતની વાત કહુ છુ, તે બરાબર લક્ષમા રાખી લે તારા પર કોઇ પણ આફત આવી પડે ત્યારે નમસ્કારમંત્રનુ સ્મરણ કરજે, એથી તારી આફત દૂર થઇ જશે' પિતાના આગ્રહથી શિવ કુમારે આ વાતનો સ્વીકાર કર્યો

કાલાતરે પિતા મરણ પામ્યા અને શિવકુમાર સર્વ સપત્તિનો માલિક થયો, પણ જુગારી અને દારુડિયાના હાથમા સપત્તિ કેટલો વખત ટકે? એને ઝડપી પગ આવ્યા અને ચાલતી થઇ ધન ગયુ એટલે માન ગયુ લોકોમા 'આવો, પધારો વગેરે શબ્દો વડે જે સત્કાર થતો હતો તે પણ બધ પડયો કોઇ સામુ જુએ નહિ કે બોલાવે નહિ ખરેખર નિર્ધનની દશા આ જગતમા બહુ બૂરી હોય છે।

તે બેહાલ દશામા રખડે છે અને દિવસો પૂરા કરે છે એવામા એક ત્રિદડી મળ્યો તેણે આ હાલતનુ કારણ પૂછ્યુ શિવકુમારે કહ્યુ કે 'પાસે પૈસા નથી, એ જ મારી બેહાલ દશાનુ કારણ છે' ત્રિદડીએ કહ્યુ 'જો એ જ કારણ હોય તો ફીકર કરીશ નહિ. હુ તને એવો ઉપાય બતાવીશ કે તારા ઘરમા લક્ષ્મીની રેલછેલ થઇ જશે' શિવકુમારે કહ્યુ 'તો આપનો ઉપકાર હુ જીવનપર્યંત નહિ ભૂલુ આપ જે ઉપાય બતાવશો તે અવશ્ય કરીશ' ત્રિદંડીએ કહ્યુ કે 'હુ એક મત્ર જાણું છું, તેનાથી સુવર્ણ-

પુરુષની સિદ્ધિ થાય છે એ સુવર્ણપુરુષના હાથ પગ કાપી લઈએ તો રોજ નવા થાય છે, એટલે ધન કદી ખૂટતું નથી, પરતુ આ મત્રની સાધના કાળી ચૌદશની રાત્રિએ થાય છે. તે વખતે તું ઉત્તરસાધક રહેજે' શિવકુમારને ધનની ઘણી જરૂર હતી, એટલે તેણે આ વાત કબૂલ કરી.

કાળી ચૌદશ આવી ત્યારે ત્રિદડીએ કહ્યું કે 'શિવ કુમાર! તુ એક અક્ષત મડદુ શોધી લાવ અને પૂજાની સામગ્રી સાથે અમુક સ્મશાનમા આવ ત્યા આપણું કામ ચાલુ થશે' એટલે શિવકુમાર કોઈ પણ ઠેકાણેથી અક્ષત મડદુ લઈ આવ્યો અને ત્રિદડીએ કહેલી પૂજાની સર્વ સામગ્રી લઈને સ્મશાનમા હાજર થયો ત્યા ત્રિદડીએ એક માડલુ બનાવ્યું અને તેમા પેલા શબને ગોઠવી હાથમા એક તીક્ષ્ણ ધારવાળી તલવાર આપી. પછી શિવકુમારને કહ્યુ કે 'તું આ મડદાના પગે તેલ ઘસવા માડ હું મત્રનો જપ કરુ છુ' આમ કહીને ત્રિદડી મત્રનો જપ કરવા બેસી ગયો

પરતુ શિવકુમારને આ બધું દૃશ્ય જોઈને ભય લાગવા માડયો મત્રબળથી આ મડદુ કદાચ સજીવન થાય અને પોતાના શિર પરજ તરવારનો પ્રહાર કરે તો? કદાચ આ રીતે મનુષ્યનું બલિદાન આપવાથી જ મત્રસિદ્ધિ થતી હોય તો? ખરેખર! મે આ ત્રિદડીનો વિશ્વાસ કરવામા ભયકર ભૂલ કરી છે પણ હવે શુ કરુ? રાત્રિનો ઘોર અધકાર ચારે બાજુ વ્યાપેલો છે અને આ એકાત સ્મશાન

ભૂમિ છે. એટલે અહીંથી નસાય તેમ પણ નથી કદાચ નાસવાનો પ્રયત્ન કરું અને આ ત્રિદંડી મને પૂરો કરી નાખે તો? આ રીતે વિચાર કરતા શિવકુમારને લાગ્યું કે પોતે બરાબર ફસાઈ ગયો છે અને ઉગરવાનો અન્ય કોઈ ઉપાય નથી આ વખતે પિતાએ આપેલી હિતશિક્ષા યાદ આવી અને તે એકાગ્ર ચિત્તે નમસ્કાર મંત્રનું સ્મરણ કરવા લાગ્યો આ બાજુ ત્રિદંડીના મંત્રજાપથી શબ ઊભું થઈને ચાલવા લાગ્યું, પણ ધબ દઈને નીચે પડયું ફરી ત્રિદંડીએ મંત્ર ભણવા માંડયો, ફરી શબ ઊભું થયું અને ફરી પણ એજ રીતે નીચે પડયું આથી શંકાશીલ બનેલો ત્રિદંડી શિવકુમારને પૂછવા લાગ્યો કે 'ભાઈ! તું કોઈ મંત્રતંત્ર જાણે છે?' શિવકુમારને ખબર નથી કે પોતે ગણી રહેલા નમસ્કારના પ્રભાવથી ત્રિદંડીનો મંત્ર અને પરિશ્રમ નિષ્ફળ જાય છે, એટલે તેણે જવાબ આપ્યો કે 'હું કાંઈ જાણતો નથી'

આથી ત્રિદંડીએ પોતાની ક્રિયાવિધિ તપાસી અને ફરી મંત્ર જપની શરૂઆત કરી શિવકુમારે પણ મનમાં વધારે જોરથી નમસ્કાર મંત્રને સ્મરવા માંડયો ત્રિદંડી પોતાના મંત્રબળથી પેલા મડદાને વૈતાલથી અધિષ્ઠિત કરતો હતો, પણ નમસ્કારના પ્રભાવ આગળ તેનું કંઈ ચાલતું ન હતું ત્રીજી વારના મંત્રજાપથી પેલું મડદું ઊભું થયું, પણ તેણે પોતાના હાથમાં રહેલી તરવાર ઉત્તરસાધક પર ચલાવવાને બદલે મંત્રસાધક પર જ ચલાવી અને ત્રિદંડીનું મસ્તક ધડથી છૂટું થઈ ગયું જ્યાં એ મસ્તક માંડલામાં રચેલી યજ્ઞવેદિકામાં પડયું, ત્યાં સુવર્ણપુરુષ ઉત્પન્ન થયો.

હવે શિવકુમારને સમજાયું કે 'આ બધો પ્રભાવ મેં ગણેલા નમસ્કાર મંત્રનો જ છે અને મેં આજે નમસ્કારમંત્રને સ્મર્યો ન હોત તો જે હાલ ત્રિદંડીના થયા તે મારા થાત અને હું જાનથી જાત માટે હવેથી નમસ્કારની નિત્ય વાર વાર રટના કરવી '

પછી તે પેલા સુવર્ણપુરુષને પોતાના સ્થાને લઈ ગયો અને તેના પ્રભાવથી થોડા જ વખતમાં માલેતુજાર બની ગયો તેણે પોતાને મળેલા આ અખૂટ ધનથી સુવર્ણનું એક જિનચૈત્ય બંધાવ્યું અને ગરીબ-ગરબાને છૂટા હાથે દાન દીધું. આથી તેનો યશ ભૂમંડલમાં વિસ્તાર પામ્યો અને તે સર્વ વાતે સુખી થયો આને આપણે અપૂર્વ-અચિંત્ય પ્રભાવ નહિ તો બીજું શું કહી શકીએ ?

## ભયંકર સાપ ફૂલની માળા બન્યો !

શ્રીમતી સુયત શેઠની પુત્રી હતી, ભણીગણીને હોશિયાર થઈ હતી અને ધર્મમાં ઘણો અનુરાગ ધરાવતી હતી વળી તે રૂપ-લાવણ્યમાં પણ અજોડ હતી તેના રૂપ-લાવણ્યથી મોહિત થઈને એક મિથ્યાદષ્ટિ શ્રીમંતપુત્રે તેના હાથની માગણી કરી અને સુયત શેઠને કોઈ પણ પ્રકારે સમજાવીને તેની સાથે લગ્ન કર્યાં

શ્રીમતી એક સુયોગ્ય ગૃહિણી તરીકેનાં સર્વ કર્તવ્યોનું પાલન કરે છે અને પોતાનો ધર્મ પણ ચૂકતી નથી પરંતુ ધર્મદ્વેષને લીધે નણંદ વગેરે તેની સાથે વાતવાતમાં વાંધો પાડે છે અને તેની તર્જના કરે છે જો શ્રીમતીની

જગાએ અન્ય કોઈ સ્ત્રી હોત તો તેણે આ વર્તન અંગે મોટો કલહ કર્યો હોત અને ભારે બૂમરાણ મચાવી હોત, પણ શ્રીમતી શ્રાવકકુળના સસ્કાર પામી હતી અને કર્મનું વૈચિત્ર્ય જાણી ચૂકી હતી, એટલે કોઈને પણ દોષ ન દેતા પોતાના કર્મનો જ દોષ માની બધુ મૂગા મોઢે સહન કરી લેતી હતી તેણે આવા ખરાબ સયોગોમા પણ પોતાની ક્ષમભાવના જરાયે ઢીલી પડવા દીધી ન હતી

સ્વજનોની રાતદિવસની ટેકટોક અને કાન ભભેર ણીને લીધે પતિનુ મન તેના પરથી ઉઠી ગયુ અને તે બીજી સ્ત્રીને પરણવાનો વિચાર કરવા લાગ્યો પણ શ્રીમતી જીવતી હોય તો ભાવી સુખમા કટકરૂપ નીવડે, એટલે તેનુ કાસળ કાઢી નાખવાનો વિચાર કર્યો તે માટે યુક્તિ પણ આબાદ રચી કોઇ ગારુડિક પાસે એક સર્પ મગાવી તેને ઘડામા પૂર્યો અને તેના મોઢા પર ઢાકણુ દઈ દીધુ પછી તેને ઘરની અદરના ભાગમા એક અધારા ઓરડામા ગોઠવી દીધો બાદ શ્રીમતીને હુકમ કર્યો કે 'અદરના ઓરડામા ઘડો પડેલો છે, તેમાથી પુષ્પો લાવીને મને આપ'

પતિનો હુકમ થતા શ્રીમતી નમસ્કારનો પાઠ ભણતી અદર ગઈ નિત્ય નમસ્કારનુ વારવાર સ્મરણ કરતા તે હવે તેનો જીવનસગાથી બની ગયો હતો જ્યા આ રીતે નમસ્કારનુ સતત સ્મરણ ચાલુ હોય ત્યા કોઈપણ પ્રકારનો ભય હૃદયને સતાવી શકતો નથી, એટલે શ્રીમતીને અધારા ઓરડામાં જતા જરાયે ભય લાગ્યો નહિ તેણે હાથ ફેરવી

થોડી વારમાં ઘડાને શોધી કાઢ્યો અને તેનું ઢાંકણું ઉઘાડી અંદર હાથ નાખ્યો.

એક ભયંકર સાપને ઘડામાં પૂરી રાખ્યો હોય તેને મનુષ્યની કઠણ આંગળીઓનો સ્પર્શ થતા કેવું ખતરનાક પરિણામ આવે તે આપણે કલ્પી શકીએ છીએ, પણ અહીં પરિણામ જુદું જ આવ્યું. નમસ્કારની સતત ગણનાથી તુષ્ટ થયેલી શાસનદેવીએ એ ઘડામાંથી સાપને ઉઠાવી લીધો હતો અને સુંદર તાજાં પુષ્પો મૂકી દીધાં હતાં. શ્રીમતીના હાથમાં એ તાજાં પુષ્પો આવ્યાં અને તે એને ગ્રહણ કરીને ઉલ્લાસભેર બહાર આવી.

પતિએ તો ધાર્યું હતું કે તે હમણાં કારમી ચીસ પાડીને બોય ભેગી થઈ જશે અને તેનું પ્રાણપંખેરું ઉડી જશે. પણ તેને ઉલ્લાસભેર બહાર આવતી જોઈ, ત્યારે તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેને અત્યધિક આશ્ચર્ય તો ત્યારે થયું કે તેણે મંગાવ્યા મુજબ તે પુષ્પો લઈને જ આવી હતી અને તેની ખુશબો નાકને તર કરી દેતી હતી. આવાં સુંદર અને સુગંધીભર્યાં પુષ્પો તેણે જીંદગીમાં કોઈ વાર જોયાં ન હતાં.

તે તપાસ કરવા અંદર ગયો અને પ્રકાશ કરીને જોયું તો ઘડો એ જ હતો, પણ તેની અંદર સાપને બદલે સુગંધી પુષ્પની એક માળા પડેલી હતી. આથી તે સાચી વસ્તુસ્થિતિ પામી ગયો અને શ્રીમતીના ચરણે પડી વારંવાર પોતાના અપરાધની ક્ષમા માગવા લાગ્યો.

શ્રીમતીને હવે જ ખબર પડી કે આ તો મને મ
નાખવાનુ કાવતરુ ઘડાયુ હતુ, પણ શાસનદેવીએ
કરીને મારી લાજ રાખી છે એથી તે ધર્મના પ્રત્યે વિ
અનુરાગવાળી થઈ, પતિને પણ કહેવા લાગી કે '
ગુજરી ભૂલી જાઓ અને હજી પણ આત્મહિતની સા
કરો '

કુટુંબીઓએ આ વાત જાણી, ત્યારે તેમના અ
ર્યનો પાર રહ્યો નહિ તેઓ પણ એને નમી પડયા
પોતાના અપરાધોની ક્ષમા માગવા લાગ્યા શ્રીમતીએ
બધાને ધર્મના માર્ગે વાળી પોતાની ફરજ અદા કરી

નમસ્કારના સ્મરણથી આવી અદ્ભુત ઘટનાઓ બને
માટે જ તેના પ્રભાવને શાસ્ત્રોએ અપૂર્વ–અચિંત્ય કહ્યો

આધુનિક કાળે પણ નમસ્કારનો પ્રભાવ દર્શા
આવી અનેક ઘટનાઓ જોવામા આવે છે, તેમાની
ઘટનાનુ અહીં વર્ણન કરીશુ

## ઝવેરાતનુ પડીકુ સલામત રહ્યું !

એક જૈન ગૃહસ્થ હતા તેમની સ્થિતિ સામાન્ય
માથે વ્યવહારનો બોજો વધારે, એટલે તેઓ ઘણા ક
પોતાનુ જીવન વ્યતીત કરતા હતા તેઓ પ્રયાસ કરવ
બાકી રાખતા નહિ, પણ એક સાંધે ત્યા તેર તૂટે
અનુભવ થતો હતો આખરે એક દિવસ તેમણે પો
આ સ્થિતિનુ ગુરુમહારાજને નિવેદન કર્યું અને સ્થિ

.રે એવા ઉપાયની માગણી, કરી ગુરુએ કહ્યુ કે ‘ પર
ોનમસ્કાર, કલ્પતરુ, કામકુભ કે ચિતામણિ રત્ન જેવો
.તેનુ .સતત સ્મરણ કર્યા કરો, એટલે તમારો મનોરથ
। થશે પણ એક વાત યાદ રાખજો કે કોઈ વાર ચોરી–
ાળી કરવી નહિ કે માલીકનો વિશ્વાસઘાત કરવો નહિ
, મનથી આટલી ટેક રાખશો તો એનુ ફળ તરત જણાશે ’

પેલા ગૃહસ્થે ગુરુના આ વચનો શિરસાવદ્ય કર્યા
ાને નમસ્કારમત્રની નિયમિત ગણના કરવા માડી હવે
ોડા દિવસ થયા કે તેમને એક ગૃહસ્થનો મેળાપ થયો
અને તે એમને મુબઈ લાવ્યા તેમને થોડા દિવસ પોતાની
ેઢીએ બેસાડી ઝવેરાતની દલાલી કરવાનુ કામ સોપ્યુ.
મસ્કાર મત્રના પ્રભાવે આ કામ બરાબર ચાલવા લાગ્યુ
અને તેઓ ઓરડી લઇ મુબઈમા સ્થિર થયા

એક દિવસ તેઓ શેઠની દુકાનેથી રૂપિયા પદર–
સોળ હજારની કિમતનુ એક પડીકુ લઈ કોઇ શ્રીમતને
બતાવવા ગયા ઘરે પાછા ફરતી વખતે તે પડીકુ રસ્તામા
કોઇક સ્થળે પડી ગયુ, તેની તેમને ખબર રહી નહિ ઘરે
પહોચી, જમી–પરવારી, એકાદ કલાક આરામ લઇ તેઓ,
પેલુ પડીકુ શેઠને પાછુ આપવા તૈયાર થયા, પણ જોયુ
તો ગજવામા પડીકુ મળે નહિ! એટલે તરત નમસ્કાર
મત્રનુ સ્મરણ કરવા લાગ્યા અને જે રસ્તે ઘેર આવ્યા
હતા, તે રસ્તેજ પાછા ચાલ્યા

મુબઈના ભારે અવરજવરવાળા રસ્તા પર પડી

કોઈ પણ વસ્તુ બે કલાક પછી મેળવવાની આશા રાખવી એ વ્યર્થ જ ગણાય, પણ શ્રદ્ધા કોઈ અજબ ચીજ છે! આ ગૃહસ્થ જ્યારે પણ નવરા પડતા, ત્યારે નમસ્કારમંત્રનું સ્મરણ કર્યા જ કરતા અને તેના પ્રભાવથી પોતાનું કોઈ પણ કામ નહિ બગડે એવી દૃઢ શ્રદ્ધા ધરાવતા હતા

તેઓ મમાદેવીના પાછલા દરવાજે કાપડની દુકાનો આગળ આવ્યા, ત્યાં કોઈ પુરુષે તેમને આંગળી બતાવીને કહ્યું કે 'આ રહ્યું તારું હીરાનું પડીકું!' તે વખતે ત્યાં ઘણો કાદવ હોવાથી પડીકાનો સફેદ કાગળ જરાક જણાતો હતો પેલા ગૃહસ્થે તે પડીકું ઉપાડી લીધું જ્યારે તેમણે એ પડીકામાં બધા હીરા સલામત જોયા, ત્યારે તેમને કેવો હર્ષ થયો હશે, એ કહેવાની જરૂર છે ખરી?

બે મીનીટ આ સ્થિતિમાં રહ્યા પછી તેમને ખ્યાલ આવ્યો કે જે પુરુષે મને આ પડીકું બતાવ્યું, તેમનો આભાર માનવો જોઈએ, અને તેમને કઈક પુરસ્કાર પણ આપવો જોઈએ, એટલે તેઓ આજુબાજુ જોવા લાગ્યા, પણ ત્યાં કોણ મળે? એ આ જગતનો કોઈ દૃશ્ય માનવી ન હતો

પડીકું શેઠને પાછું અપાયું અને તે દિવસથી નમસ્કારની ગણના વધી ગઈ થોડા વખત પછી તે ગૃહસ્થ ઝવેરાતના એક મોટા વેપારી બન્યા અને લાખો રૂપિયા કમાયા પરંતુ એ વખતે પણ તેઓ નમસ્કારમંત્રને ભૂલ્યા ન હતા

,આ રીતે નમસ્કાર મંત્રનો પ્રભાવ અચિંત્ય-અપૂર્વ અને તેથી જ તે શાશ્વત સુદરતાને વરેલો છે

## —નમસ્કારનુ મહામંત્રત્વ

અહીં એવો પ્રશ્ન ઉઠવાનો સભવ છે કે 'નમસ્કારનો આ અપૂર્વ-અચિંત્ય પ્રભાવ શેને આભારી છે?' એટલે તેનો ઉત્તર આપવો જોઈએ અને તે એ છે કે 'તે એના મહામંત્રત્વને આભારી છે'

પ્રશ્ન—નમસ્કાર તો સાદા સરળ શબ્દોની રચના છે, મા મંત્રત્વ શી રીતે?

ઉત્તર—મંત્ર તો ક્લિષ્ટ કે કૂટ અક્ષરોનો જ બનેલો હોય એ માન્યતા ઠીક નથી સુક્તિસાધક મંત્રો સાદા અને સરળ શબ્દોમા બનેલા હોય છે અને તે અદ્ભુત કામ કરે છે 'રામ' એવો બે અક્ષરનો સાવ સાદો શબ્દ પણ એક મંત્ર જ મનાય છે અને તેમાથી અનેક પ્રકારના કાર્યો સિદ્ધ થતા હોવાનુ કહેવાય છે આ રીતે नमो अरिहंताणं વગેરે પદો સાદા અને સરળ શબ્દોવાળા હોવા છતા તેમા મહામંત્રત્વ રહેલુ છે અને તે મુક્તિસાધનાનુ કામ કરે છે

પ્રશ્ન—આ શબ્દોની આગળ ૐ હ્રીં વગેરે બીજોની જરૂર ખરી કે નહિ? તેના વિના પણ એ મંત્રનુ કામ કરી શકે ખરા?

ઉત્તર—ૐ હ્રીં વગેરે બીજો શક્તિશાળી છે અને મંત્રના પ્રારંભે મૂકાય તો મંત્રની શક્તિ ઘણી વધી જાય , પણ આ તો સિદ્ધમંત્ર છે, એટલે તેમા એ બીજોની

જરૂર રહેતી નથી તાત્પર્ય કે એ બીજો વિના પણ તે અદભુત કામ કરે છે

પ્રશ્ન—નમસ્કાર સિદ્ધમત્ર છે, એમ કહેવામા તમારો શો ઉદ્દેશ છે?

ઉત્તર—અમે નમસ્કારને સિદ્ધ મત્ર બે ઉદ્દેશથી કહીએ છીએ એક તો તે યોગસિદ્ધ મહાપુરુષોનો કહેલો છે માટે સિદ્ધમત્ર છે અને બીજુ તે કદી નિષ્ફળ જતો નથી, માટે સિદ્ધમત્ર છે

પ્રશ્ન—નમસ્કાર કયા યોગસિદ્ધ પુરુષોએ કહેલો છે?

ઉત્તર—આજ સુધીમા જેટલા તીર્થંકરો થયા–યોગીશ્વરો થયા, તે બધાએ અર્થથી નમસ્કારને કહેલો છે અને ગણધર ભગવતોએ તેને શબ્દથી ગુથેલો છે આ રીતે તે યોગસિદ્ધ મહાપુરુષોની કૃતિ છે

પ્રશ્ન—તીર્થંકર ભગવતે કહેલા અને ગણધર ભગવતે ગુથેલા સૂત્રને મત્ર કેમ કહેવાય? એ રીતે સૂત્રને મત્ર કહીએ, તો સૂત્ર અને મત્રમા ફરક શો?

ઉત્તર—જે સૂત્ર કે વાક્યરચનાના મનન વડે સસારમાથી ત્રાણ પમાય તેને મત્ર કહેવાય આ વ્યાખ્યા પ્રમાણે તીર્થંકર ભગવતે કહેલા અને ગણધર ભગવતે ગુથેલા સૂત્રો જ્યારે જ્યારે વાર વાર ઉચ્ચારવામા આવે છે, ત્યારે ત્યારે મત્ર બની જાય છે તેમા યે જેનુ સ્મરણ–ચિતન વાર વાર કરવા વિહિત કરેલુ હોય તેને તો મત્ર જ કહેવાય તીર્થંકર ભગવતે અર્થથી કહેલા અને ગણધર ભગવતે શબ્દથી

ગુણિયલ સૂત્રો વારંવાર મનન કરવા યોગ્ય છે, તેથી તે બધાં મંત્રસ્વરૂપ છે. શ્રી ચિરંતનાચાર્યવિરચિત પંચસૂત્રના ચોથા સૂત્રમાં સાધુધર્મનું સ્વરૂપ બતાવતાં સ્પષ્ટ કહ્યું છે કે, શુશ્રૂષાદિ બુદ્ધિના આઠ ગુણોથી યુક્ત સાધુ તત્ત્વાભિનિવેશથી વિધિમાં તત્પર બનીને, પરમ મંત્ર છે એમ માનીને, સૂત્રનું અધ્યયન કરે. અહીં સૂત્રને સાક્ષાત્ મંત્ર શબ્દથી સંબોધન કરેલ છે.

પ્રશ્ન—નમસ્કારનું મંત્રત્વ તેના કયા પદમાં રહેલું છે?

ઉત્તર—નમસ્કારના બધા પદો મંત્રમય છે, તો પણ नमो अरिहंताणं એ પદમાં મંત્રશક્તિ અધિક રહેલી છે. તે અંગે શ્રી મહાનિશીથસૂત્રમાં કહ્યું છે કે—'नमो अरिहंताणं सत्तक्खरपरिमाणं अणंतगमपज्जवत्थपसाहगं सव्व-महामंत-पवरविज्जाणं परमबीअभूअं—નમો અરિહંતાણં એ (પ્રથમ અધ્યયન) સાત અક્ષરના પરિમાણવાળું, અનંત ગમ, પર્યવ અને અર્થના પ્રકર્ષને સાધનારું તથા સર્વ મહામંત્રો અને સર્વ પ્રવર વિદ્યાઓનું બીજ છે.'

અર્હં બીજ જે અત્યંત પ્રભાવશાળી ગણાય છે, તે પણ આ પદમાંથી જ ઉદ્‌ભવેલું છે. શાસ્ત્રકારોનું કથન છે કે નમસ્કાર સર્વ મંત્ર અને વિદ્યાઓનું મૂળ છે, તે નીચેની ગાથા વડે વધુ સ્પષ્ટ થાય છે—

पणव-हरिया-रिहा इअ मंतह बीआणि सप्पहावाणि ।
सव्वेसिं तेसिं मूलो, इक्को नवकारवरमंतो ॥

'પ્રણવ (ૐકાર), હ્રીંકાર (માયાબીજ) તથા અર્હં વગેરે પ્રભાવશાળી બીજો છે, તે સર્વેનું મૂળ એક શ્રેષ્ઠ નવકાર મંત્ર છે'

પ્રશ્ન—આપણા કોઈ પ્રસિદ્ધ આચાર્યોએ નમસ્કારને મંત્ર કહ્યો છે?

ઉત્તર—હા-ઘણા આચાર્યોએ તેને મંત્ર કહ્યો છે દાખલા તરીકે પૂ શ્રી સિદ્ધસેનસૂરિજીએ શ્રી નમસ્કાર માહાત્મ્યમા કહ્યુ છે કે—

वश्य-विद्वेषण-क्षोभ-स्तंभ-मोहादिकार्यमु ।
यथाविधिप्रयुक्तोऽय, मंत्रसिद्धिं प्रयच्छति ॥

'વિધિપૂર્વક પ્રયોગ કરાયેલો આ મંત્ર વશીકરણ, વિદ્વેષણ, ક્ષોભણ, સ્તંભન, મોહન આદિ કર્મોને વિષે સિદ્ધિ આપે છે' પૂ-શ્રી હરિભદ્રસૂરિજીએ યોગબિંદુના પૂર્વ-સેવા-અધિકારમા કહ્યુ છે કે-

मासोपवासमित्यमाहुर्मृत्युघ्न तु तपोधना ।
मृत्युंजयजपोपेत परिशुद्ध विधानत ॥

'મૃત્યુંજય જપથી સહિત પરિશુદ્ધ વિધાનપૂર્વક કરેલો માસોપવાસનો તપ મૃત્યુઘ્ન એટલે મૃત્યુને હણનાર થાય છે, એમ તપોધન મહાપુરુષો ફરમાવે છે'

'અહીં મૃત્યુંજય જપથી શું સમજવું?' તેનો ખુલાસો સ્વોપજ્ઞટીકામા મળે છે ત્યા જણાવ્યું છે કે 'मृत्युंजयजपोपेतं पञ्चपरमेष्ठिनमस्कारादिरूप मृत्युंजयसञ्ज्ञमन्त्रस्मरणसमन्वित' એટલે અહીં પંચપરમેષ્ઠિનમસ્કારને મૃત્યુંજય મંત્ર જણાવેલ છે

પ્રશ્ન—નમસ્કારને મહામંત્ર કહેનારા કોઈ પ્રમાણો ઉપલબ્ધ થાય છે ખરા ?

ઉત્તર—હા નમસ્કાર વરમંત્ર છે, પ્રવરમંત્ર છે, પરમમંત્ર છે કે મહામંત્ર છે, એના અનેક પ્રમાણો જૈન શાસ્ત્રોમાં ઉપલબ્ધ થાય છે ઉપર જે પ્રાચીન ગાથાનુ પ્રમાણ આપવામા આવ્યુ છે, તેમા વરમંત શબ્દનો પ્રયોગ થયેલો છે પૂ શ્રી હેમચદ્રાચાર્યે તેને ત્રણ જગતને પાવન કરનારો પુણ્યતમ મંત્ર કહ્યો છે, તે એની પ્રવરતાનો સૂચક છે વળી નિમ્નશ્લોકોમા પણ તેની પ્રવરતા જ પ્રકટ થાય છે –

नमस्कारसमो मंत्र शत्रुञ्जयसमो गिरि ।
वीतरागसमो देवो, न भूतो न भविष्यति ॥

'નમસ્કાર સમાન મંત્ર, શત્રુંજય સમાન ગિરિ અને વીતરાગ સમાન દેવ ભૂતકાળમા થયેલ નથી અને આગામી કાળે થશે નહિ '

શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયે પરમેષ્ઠિગીતામા આ જ ભાવને સૂચવનારા શબ્દો ઉચ્ચાર્યા છે

શ્રી નવકાર સમો જગિ, મંત્ર ન યંત્ર ન અન્ય,
વિદ્યા નવિ ઔષધ નવિ, એહ જપૈ તે ધન્ય.
તિમ સવિ મંત્રમા સારો, ભાખ્યો છે શ્રી નવકાર,
કહ્યા ન જાય રે એહના, જેહ છે બહુ ઉપકાર

શ્રી શ્રાદ્ધદિનકૃત્યમા તેને પરમ વિશેષણથી વિભૂષિત કરવામા આવ્યો છે. જેમકે—

मताण मतो परमो इमुत्ति,
धेयाण धेय परम इमुत्ति ।
तत्ताण तत्त परम पवित्तं,
ससारसत्ताण दुहाहयाण ॥

'સંસારના પ્રાણીઓ કે જે વિવિધ પ્રકારના દુઃખોથી ઘેરાયેલા છે, તેમને માટે આ સર્વ મત્રોમા પરમ મત્ર છે, સર્વ ધ્યેયોમા પરમ ધ્યેય છે અને સર્વ તત્ત્વોમા પરમ તત્ત્વ છે'

યતિદિનચર્યામા પણ તેને માટે પરમ વિશેષણનો પ્રયોગ કરવામા આવ્યો છે જેમકે—

जामिणि पच्छिमजामे,
सव्वे जमान्ति बालवुड्ढाइ ।
परमिट्ठि परममत,
भणन्ति सत्तट्ठ वाराओ ॥

'રાત્રિના પાછલા પહોરે બાળ, વૃદ્ધ, આદિ સઘળા મુનિઓ જાગૃત થઈ જાય છે અને પરમેષ્ઠિ પરમમત્રને સાત આઠ વાર ભણે છે'

પૂ શ્રી જયસિંહસૂરિએ ધમ્મોવએસ વિવરણમાલામા પચનમોક્કારો મહામતો એવા શબ્દ યોજેલા છે પૂ શ્રી જિનકીર્તિસૂરિએ નમસ્કારમત્રકલ્પની સ્વોપજ્ઞવૃત્તિમા 'एष श्रीपञ्चपरमेष्ठिनमस्कारमहामन्त्र' વગેરે શબ્દોથી તેનુ મહામત્રપણુ પ્રકટ કરેલુ છે પૂ ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજે પરમેષ્ઠિગીતામા કહ્યુ છે કે

'જેહ મહામંત્ર નવકાર આપે, તેહ હોય લોક અલવે આરાધે.' પૂ મહોમહોપાધ્યાય શ્રી વિનયવિજયજી મહારાજે આરાધનાસ્તવનમાં જણાવ્યું છે કે–

દશમ અધિકાર મહામંત્ર નવકાર,
મનથી નવિ મૂકો, શિવસુખ ફલ સહકાર

પૂ શ્રી હર્ષવિજયજી મહારાજે પણ નમસ્કારને મહામંત્ર કહ્યો છે

સમરો ભવિયણ ભાવશું, મહામંત્ર નવકારોરે,
સમરંતા સુખ પામીઈ, ભવોભવ એ આધારોરે

પૂ શ્રી લાભકુશલજીએ નમસ્કારનું મહામંત્રપણું નિમ્ન શબ્દોમાં પ્રકાશ્યું છે

મહામંત્ર શિરમુકુટમણિ, સદ્ગુરુભાષિત સાર,
સો ભવિયાં મન શુદ્ધ શું, નિત્ય જપીયે નવકાર

આ રીતે નમસ્કારનું મહામંત્રત્વ સિદ્ધ છે

## ૫—મહામંત્રનું સ્મરણ

ભક્તિ, આરાધના કે ઉપાસનાના માર્ગે આગળ વધવાનું પ્રથમ પગથિયું સ્મરણ છે, તેથી તે સંબંધી અહીં કેટલીક વિચારણા કરીશું

માનસશાસ્ત્ર કહે છે કે જે વસ્તુનું પ્રથમ ગ્રહણ (Reception) અને ધારણ (Retention) થયું હોય, તેનું જ ઉદ્બોધન (Reproduction) થઈ શકે છે આ રીતે ગ્રહિત, ધારિત વસ્તુનું ઉદ્બોધન થવું તેજ સ્મૃતિ કે સ્મરણ છે

નવકારફલપ્રકરણમાં કહ્યું છે કે—

'ઊર્ધ્વલોક, અધોલોક અને તિર્યગ્લોકમાં શ્રી જિન નવકાર (મહામંત્ર નમસ્કાર) પ્રધાન છે તથા સમસ્ત ભુવનમાં નરસુખ, સુરસુખ અને શિવસુખનું પરમ કારણ છે, તેથી સૂતા અને ઉઠતા આ નવકારને અનવરત ગણવો જોઈએ ભવ્ય લોકોને તે નિશ્ચયે દુઃખને દળનારો તથા સુખને ઉત્પન્ન કરનારો થાય છે

'આ નવકાર સુર, સિદ્ધ, ખેચર વગેરે વડે ભણાયો છે તેને જે કોઈ ભક્તિયુક્ત બનીને ભણે છે, તે પરમ નિર્વાણને પામે છે'

૫ શ્રી જિનચંદ્રસૂરિએ શ્રી વૃદ્ધનમસ્કારફલસ્તોત્રમાં કહ્યું છે કે—

'જેઓના મનરૂપી વનનિકુંજમાં નવકારરૂપી કેસરી સિંહનું બચ્ચું રમે છે, તેઓને અનિષ્ટરૂપી હાથીઓના ટોળાનો સંયોગ થતો નથી

'નિબિડ બેડીઓવાળું કેદખાનું અને વજ્રપંજર (લોઢાનું પાંજરું) ત્યાં સુધી જ પીડા કરે છે કે જ્યાં સુધી હે મરલોકમન્! પંચનમસ્કાર રૂપી મહામંત્રનું સ્મરણ કરવામાં આવ્યું નથી

'મરણ, સમરાંગણ અને મલ્લોના સમાગમવખતે મહામંત્ર નમસ્કારનું સ્મરણ કરનારાઓને રક્ષણ અર્થાત્ શરણ અને સન્માનની પ્રાપ્તિ થાય છે

'જલ દુર્ગને વિષે અથવા અન્યત્ર પણ દુર્ગ એટલે કષ્ટપદને વિષે એક નવકાર જ ત્રાણ અને શરણ છે'

પરમેષ્ઠીસ્મરણ કેવુ જોઈએ ? તે સબધમા સત કબીરે કહેલી કેટલીક સાખીઓ અહી વિચારવા યોગ્ય છે તેઓ કહે છે —

सुमिरन मारग सहजका, सतगुरु दिया बताय,
श्वासश्वास सुमिरन पर, इक दिन मिलसी आय

'સહજ સ્થિતિ પ્રાપ્ત કરવાનો માર્ગ સાહેબનુ (પ્રભુનુ) સ્મરણ છે, એમ સદ્ગુરુએ બતાવી દીધુ છે, તેથી હવે તો શ્વાસોચ્છ્વાસમા પણ સાહેબનુ જ સ્મરણ કરુ, તે જરૂર એક દિવસ મને પ્રાપ્ત થશે '

सुमिरनसे सुख होत है, सुमिरनसे दुःख जाय,
कहै कबिर सुमिरन किये, साइं माहिं समाय

'સાહેબનુ સ્મરણ કરવાથી સુખ એટલે નિજસ્વરૂપાનદની પ્રાપ્તિ થાય છે અને દુખ એટલે જન્મ, જરા મરણ તેનો નાશ થાય છે કબીર કહે છે કે સ્મરણ કરવાથી છેવટે માલીકમા ભળી જવાય છે '

सुमिरनकी सुधियौं करो, ज्यौं गागर पनिहारी,
हाले डोलै सुरतिमें, कहै कबीर विचारी

'કબીર ખૂબ વિચારીને કહે છે કે જેવી રીતે પનિહારી રસ્તામા હાલતા, ચાલતા, ડોલતા, તથા બહેનપણીઓ સાથે વાત કરતા પણ પોતાના માથે લીધેલા બેડા ઉપરથી ચોતાની સુરતા–પોતાનુ લક્ષ હટવા દેતી નથી,

હંસજનોએ-મુમુક્ષુઓએ પણ ભગવત્સ્મરણમા પોતાની સુરતા સતત જાગરુક રાખવી જોઈએ -

सुमिरन मों मन लाइये, जैसे दीपपतंग,
प्राण तजै छिन एकमे, जरत न मोड़े अग

'જેવી રીતે પતંગિયુ દીવાના પ્રેમમા આસક્ત થઈ ક્ષણવારમા પ્રાણ ત્યજે છે અને પોતાના બળતા અંગનો જરા પણ મોહ કરતુ નથી, તેવી રીતે મુમુક્ષુએ પોતાના મનને ભગવત્સ્મરણમા જોડતા જરાપણ અચકાવુ ન જોઈએ, ભલે ઘરબાર છૂટી જાય '

सुमिरन माहि लगाय दे, सुरति अपनी सोय,
कहै कबीर ससार गुन, तुझे न व्यापे कोय

'સત કબીર કહે છે કે હે હસ ! (હે આત્મન્ !) તુ પોતાની સુરતા ભગવત્-સ્મરણમા જોડી દે, પછી તારામા સસારનો કોઇ પણ અવગુણ વ્યાપી શકશે નહિ, અર્થાત્ તારી વૃત્તિ સસારવ્યવહારમા તલ્લીન થશે નહિ'

साइ सुमिर मत ढील कर, जो सुमिरे ते लाह,
इहा खलक खिद्मत करे, इहा अमरपुर जाइ

'હે પુરુષ ! તુ સાહેબનુ સ્મરણ કરવામા ઢીલ કરીશ નહિ જેટલુ સ્મરણ કરીશ તેટલો લાભ છે એ સ્મરણથી આખી દુનિયા તારી ખીદમત (સેવા) કરશે અને શરીર છૂટયા પછી તુ અમરાપુરીમા જઈશ'

## ૬—મહામંત્રનો જપ

મંત્રનુ રટણ કરવુ—અમુક ગણના કરવી તેને જપ કહેવાય છે આ જપ ત્રણ પ્રકારનો છે (૧) ભાષ્ય, (૨) ઉપાંશુ અને (૩) માનસ તેમા બીજો સાભળી શકે તે પ્રમાણે મંત્રનો ઉચ્ચાર કરવો એ ભાષ્ય જપ કહેવાય છે બીજો સાભળી ન શકે એ રીતે એટલે હોઠ બીડીને મંત્રનુ રટણ કરવુ તે ઉપાંશુ જપ કહેવાય છે અને જે મંત્ર માત્ર મનની વૃત્તિઓથી જ સ્વસંવેદન રૂપે જપાય છે, તે માનસ જપ કહેવાય છે આ ત્રણ પ્રકારો ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે, એટલે ભાષ્ય કરતા ઉપાંશુ અને ઉપાંશુ કરતા માનસનું ફલ ઘણુ વધારે છે, આમ છતા જપની શરૂઆત તો ભાષ્યથી જ કરવી ઉત્તમ છે જેઓ ભાષ્ય જપનો અભ્યાસ કર્યા વિના ઉપાંશુ જપનો આશ્રય કરે છે કે ઉપાંશુ જપનો અભ્યાસ કર્યા વિના સીધો માનસ જપનો આશ્રય કરે છે, તેમને જપસિદ્ધિ થતી નથી કદાચ કોઈ મહાપુરુષને આ ક્રમ અનુસર્યા વિના સિદ્ધિ થતી દેખાય તો પણ એ રાજમાર્ગ છે, એમ માનવુ નહિ અભ્યાસ થઈ ગયા પછી માનસ જપ કરવો ઉત્તમ છે

શાસ્ત્રમા જપના ૧૩ પ્રકારો પણ વર્ણવ્યા છે જેમકે (૧) રેચક, (૨) પૂરક, (૩) કુંભક, (૪) સત્ત્વ, (૫) રજસ્ (૬) તમસ્, (૭) સ્થિરકૃતિ (૮) સ્મૃતિ, (૯) હક્કા, (૧૦) નાદ, (૧૧) ધ્યાન, (૧૨) ધ્યેયૈક્ય અને (૧૩) તત્ત્વ આ

જપોનું સ્વરૂપ શ્રીસિંહતિલકસૂરિ કૃત મંત્રાધિરાજ કલ્પમાં શ્લોક ૭૦ થી શરૂ થાય છે *

જપ સંબંધી અનુભવીઓનું જે સામાન્ય કથન છે, તેની પણ અહીં નોંધ કરીશું તેઓ કહે છે કે—

(૧) જપ બોલીને કરવાનો હોય તો એનો ઉચ્ચાર બહુ મોટેથી કરવો નહિ

(૨) બને ત્યાં સુધી એકાંતમાં બેસીને જ કરવો

(૩) અનિદ્રિત થઈને કરવો એટલે જપ કરતાં ઝોકા ન આવી જાય તેનો ખ્યાલ રાખવો આહારનું પ્રમાણ વધારે થયું હોય, થાક ખૂબ લાગ્યો હોય કે જપમાં મન બરાબર ચોટતું ન હોય ત્યારે ઝોકાં આવવાનો સંભવ છે તેથી જપ કરનારે આહાર અને ચર્યા ઉપર પૂરતું લક્ષ આપવું

(૪) સ્વસ્થ ચિત્તે કરવો, એટલે તે વખતે મનમાં કોઈ વિકલ્પો ઉઠવા દેવા નહિ

(૫) તીવ્ર ધારણ કરવો એટલે આ જપનું ફળ મળશે કે કેમ? એવો વિચાર ન કરતાં યોગ્યતા અને સમય પરિપક્વ થયે તેનું ફળ જરૂર મળશે, એવી આંતરિક શ્રદ્ધા રાખવી

---

* रेचक-पूरक-कुम्भा गुणत्रयं स्थिरकृतिस्मृती हक्का ।
नादो ध्यानं ध्येयैकत्वं तत्त्वं च जपभेदाः ॥ ७० ॥

—મંત્રાધિરાજકલ્પ

પૂ શ્રીહરિભદ્રસૂરિજીએ યોગબિંદુમા જપ અગે કેટલાક મહત્ત્વના સૂચનો કર્યા છે, તે પણ વિચારવા યોગ્ય છે તેઓશ્રી ફરમાવે છે કે—

'જપ પણ અધ્યાત્મ કહેવાય છે, કારણ કે ધાર્મિક પુરુષોનુ એ પ્રધાન લક્ષણ છે

'જપ દેવતાની સન્મુખ અથવા સ્વચ્છ જળવાળા જળાશયોની આગળ અથવા પત્રો–પુષ્પો અને ફળોથી લચેલા વૃક્ષોવાળા વનપ્રદેશની અદર કરવા માટે સત્પુરુષોની આજ્ઞા છે

'હાથની આગળીઓ ઉપર કે રૂદ્રાક્ષ નામના વૃક્ષના ફલની માળા ઉપર, નાસિકાના અગ્ર ભાગ ઉપર દૃષ્ટિ સ્થિર કરીને તથા અતરાત્માથી શાત થઈને મંત્રોના અક્ષરને વિષે ચિત્તની વૃત્તિ પરોવવી ચિત્તની વિપરીત ગતિ થવા લાગે ત્યારે જપનો ત્યાગ કરવો વ્યાકુલ ચિત્ત વખતે જપનો ત્યાગ કરવાથી ( અદરથી અશાત છતા બહારથી શાત આકાર કરવા રૂપ ) માયાચારનો ત્યાગ થાય છે તથા વિશ્રાતિ લેવાથી જપમા સારી રીતે પ્રવૃત્તિ થાય છે આ રીતે શુદ્ધ કામનાથી કરેલો ત્યાગ એ વાસ્તવિક રીતે અત્યાગ જ છે

'જેટલા કાળ માટે પ્રતિજ્ઞા લીધી હોય તેટલા કાળ પ્રમાણ જપ કરવો પ્રતિજ્ઞા કરવાથી જપ સિવાયના કાળે પણ જપમા મનોવૃત્તિ કાયમ રહે છે, એમ બુધ

કહે છે આથી મુનિઓએ પ્રતિજ્ઞા લેવા રૂપ અભિગ્રહને વખાણ્યો છે અભિગ્રહ વડે ભાવરૂપ ધર્મ થાય છે અને ક્રિયાકાળે ક્રિયાથી પણ ધર્મ થાય છે'

જપ કરવા માટે ત્રણ સધ્યાનો સમય ઉત્તમ મનાયો છે આ ત્રણ સધ્યા નીચે પ્રમાણે સમજવી (૧) સૂર્ય ઉગતા પહેલાનો એક ઘડી સમય (૨૪ મીનીટ) અને ઉગ્યા પછીનો એક ઘડી સમય (૨) મધ્યાહ્ન પહેલાનો એક ઘડી સમય અને પછીનો એક ઘડી સમય (૩) સૂર્યાસ્ત પહેલાનો એક ઘડી સમય અને પછીનો એક ઘડી સમય

અનુભવી મહાપુરુષોનુ એ કથન છે કે મુદ્રા વડે થતો જપ વિશેષ ફ્લદાયી છે મુદ્રા એટલે હસ્તાદિની આકૃતિવિશેષ આ મુદ્રાઓ અનેક પ્રકારની છે, તત્રશાસ્ત્રમા તેનુ વર્ણન વિગતથી કરેલુ છે, પરતુ અહીં નદ્યાવર્ત, શખાવર્ત, પદ્માવર્ત અને પચપરમેષ્ઠિ મુદ્રા વિશેષ પ્રકારે ઉપયોગી છે તેનો વિધિ ગુરુગમથી જાણવા પ્રયત્ન કરવો

જપમાલિકા અથવા નવકારવાળીના મણકા ૧૦૮ હોવાથી એક માળા આખી ફેરવતા ૧૦૮ નમસ્કાર ગણાય છે અને છૂટી ફેરવતા ૧૨ નમસ્કાર ગણાય છે આ વાત લક્ષમા રાખીને જપસખ્યા પૂરી કરવી

જેઓ વિધિપૂર્વક નવ લાખ મત્રનો જાપ કરે છે, તેની નરકગતિનુ નિવારણ થાય છે તે અંગે પૂ. શ્રીલાભકુશળજીએ નવકારમત્રના છદમા કહ્યુ છે કે—

નવલાખ જપતા નરક નિવારે, પામે ભવનો પાર,
સો ભવિયા ભક્તે ચોકખે ચિત્તે નિત્ય જપીએ નવકાર

નમસ્કારફલપ્રકરણમા કહ્યુ છે કે—

जो गणइ लक्खमेग, पूएइ विहीइ जिणनमुक्कारो ।
तित्थयरनामगुत्त, सो बन्धइ नत्थि संदेहो ॥

'જે એક લાખ નવકારને ગણે અને શ્રીજિનેશ્વરદેવને વિધિપૂર્વક પૂજે, તે તીર્થંકર નામગોત્રને બાધે એમા સદેહ નથી'

પૂ શ્રીરત્નમદિરગણિએ ઉપદેશતરગિણીમા પણ આવો જ મત ઉચ્ચાર્યો છે

यो लक्ष जिनबद्धलक्ष्यसुमना सुव्यक्तवर्णक्रमम्,
श्रद्धावान् निर्जितेन्द्रियो भवहर मन्त्र जपेच्छ्रावक ।
पुष्पै श्वेतसुगन्धिभिश्च विधिना लक्षप्रमाणैर्जिन,
य सपूजयते जिन स विश्वमहित श्री तीर्थराजो भवेत् ।

આ શ્લોકનો અર્થ શ્રીપ્રિયદર્શને નમસ્કાર સ્વગ ગામા નીચે પ્રમાણે કર્યો છે

લક્ષ્ય બાધી મન શુદ્ધે, જિનેશ્વર પ્રભુ પ્રતિ,
શ્રદ્ધાને દિલમા ધારી, ઇન્દ્રિયોને દમે વ્રતી ૧
સ્પષ્ટ વર્ણે વદે મત્ર, નમસ્કાર જપે મહા,
સહુ સતાપ ને ક્લેશો, ભવદુઃખો ટળે અહા ૨
સુગધિ શ્વેત ને લાખ, પુષ્પોથી જિન પૂજતો,
વિધિપૂર્વક આરાધે, બને તે નાથ વિશ્વનો

નવ લાખનું અનુષ્ઠાન ભારે હોવાથી એક લાખના અનુષ્ઠાનનો પ્રચાર વર્તમાનકાળે વિશેષ છે અને તે ૨૦ દિવસમાં સામુદાયિક રીતે પૂરો કરાવવામાં ઘણી સુગમતા રહે છે આ આરાધનાનો સામાન્ય ક્રમ નીચે મુજબ હોય છે

(૧) ત્રણ સંધ્યાએ ૧૨-૧૨ નમસ્કારનું સ્થિર ચિત્તે સ્મરણ
(૨) પરમાત્માની સ્નાત્ર પૂજા-અષ્ટપ્રકારી પૂજા
(૩) પચાસ બાધી નવકારવાળી
(૪) પ્રભુપ્રતિમા સમક્ષ સવાર-સાંજ બે વાર ૨૪ લોગસ્સનો કાયોત્સર્ગ, જે 'પંચપરમેષ્ઠિ આરાધનાર્થં કરેમિ કાઉસ્સગ' બોલીને કરવાનો હોય છે
(૫) જિનપ્રતિમા સમક્ષ દરેક નવકારે એક એક સફેદ પુષ્પનું પૂજન
(૬) દેવવંદન
(૭) સવાર-સાંજ પ્રતિક્રમણ (ષડાવશ્યક)
(૮) વ્યાખ્યાન-શ્રવણ
(૯) આયંબિલ કે ખીરનું એકાશન

આ આરાધન કરનારે ૨૦ દિવસ સુધી સંથારે શયન અને સંપૂર્ણ બ્રહ્મચર્યનું પાલન કરવાનું હોય છે, બને તેટલું મૌન રાખવાનું હોય છે અને શ્વેત નવકારવાળીનો ઉપયોગ કરવાનો હોય છે

નમસ્કારની સાધના અધિકારી આત્માઓને જલદી ફળે છે તે અંગે શ્રાવકરત્ન શ્રી નમિદાસે જે શબ્દો કહ્યા છે, તે ટાંકવો ઉપયુક્ત લેખાશે તેઓ કહે છે -

શાંત દાંત ગુણવંત, સતત સેવાકારી,
વારિત વિષય કષાય, જ્ઞાન દર્શન સુવિચારી
સ્યાદ્વાદ રસ રંગ, હંસપરિ શમરસ ઝીલે,
શુભ પરિણામ નિમિત્ત, અશુભ સવિકર્મને છીલે
તાદૃશ નર પરમેષ્ઠિપદ–સાધનના કારણ લહે,
શાહ શામજી સુતરત્ન, નમિદાસ ઈણિપરે કહે

'જે શાંત હોય એટલે ક્રોધાદિ કષાયોને કાબૂમાં રાખનારો હોય, દાંત એટલે ઇંદ્રિયોનું દમન કરનારો હોય, ગુણવંત એટલે અહિંસા–સત્ય વગેરે ગુણોથી યુક્ત હોય, સાધુઓની સેવા કરનારો હોય, વિષય અને કષાયને વાર નારો હોય, જ્ઞાન અને દર્શનનો આરાધક હોય તથા દરેક કામ સારી રીતે વિચારીને કરનારો હોય, સ્યાદ્વાદના રસે રંગાયેલો હોય, હંસ જેમ સરોવરમાં તરે છે, તેમ જે શમરસમાં તરનારો હોય, જે શુભ પરિણામના નિમિત્તને શોધનારો હોય અને સર્વ અશુભ કર્મોને છોડનારો હોય–દૂર કરનારો હોય, આવો પુરુષ પરમેષ્ઠિપદનું સાધન કરવાની યોગ્યતા પ્રાપ્ત કરે છે, એમ શામજી શાહનો સુત શ્રી નમિદાસ કહે છે '

૭—મહામંત્રનું ધ્યાન

જપ પછી ધ્યાનની પ્રવૃત્તિ શા માટે? તેનો પ્રથમ ખુલાસો કરીશું. જપનું અનુષ્ઠાન સદાચારપૂર્વક કરવાનું હોય છે, તેથી તેમાં યમ–નિયમ સિદ્ધ થાય છે. વળી નિયત જપ પૂરો કરવા માટે લાંબા સમય સુધી એક આસને સ્થિર બેસવું પડે છે, તેથી આસનસિદ્ધિ પણ થાય છે, અને જપ

પૂરક, કુંભક તથા રેચકના ધોરણે કરવામા આવે તો પ્રાણા યામમા પણ સારી પ્રગતિ થાય છે. તેજ રીતે જપ કરતી વખતે ઇંદ્રિયો અને મન વિષયમાથી સારી રીતે ખેચાઈ જાય છે, તેથી પ્રત્યાહારનો પણ અભ્યાસ થાય છે અને જપ વખતે મનની વૃત્તિઓનો પ્રવાહ એક તરફ વહે છે, એટલે ધારણા પણ વિકાસ પામે છે આ રીતે જપના અનુષ્ઠાનથી યમનિયમાદિ પૂર્વ અગો સિદ્ધ થાય છે, તેથી ધ્યાન માટેની યોગ્યતા આવે છે, એટલે જપ પછી ધ્યાન કરવાનો ઉપદેશ છે

જેમણે મત્રસિદ્ધિના પાચ અગો માન્યા છે, તેમા પણ જપ પછીનુ સ્થાન ધ્યાનને આપેલુ છે જેમકે–(૧) અભિગમન, (૨) ઉપાદાન, (૩) ઇજ્યા, (૪) સ્વાધ્યાય અને (૫) યોગ અહી મત્રસિદ્ધિ માટે જે સ્થાનનો ઉપયોગ કરવો હોય તેની શુદ્ધિને અભિગમન સમજવાનુ છે મત્રસાધના માટે જરૂરી ઉપકરણો ભેગાં કરવા, તેને ઉપાદાન સમજવાનુ છે (૩) ભૂતશુદ્ધિ, પ્રાણાયામ અને ન્યાસપૂર્વક ઉપચારો કરવા તેને ઇજ્યા સમજવાની છે (૪) મત્રનો વિધિ પુર સર જપ કરવો તેને સ્વાધ્યાય સમજવાનો છે અને (૫) મત્રના અધીશ્વરનુ ધ્યાન ધરવુ તેને યોગ સમજવાનો છે

મત્રસિદ્ધિના ભક્તિ, શુદ્ધિ વગેરે સોળ અગો માનવામા આવ્યા છે, ત્યા પણ ચૌદમુ સ્થાન જપને, પદરમુ સ્થાન ધ્યાનને અને સોળમુ સ્થાન સમાધિ (લય) ને આપવામા આવ્યુ છે, એટલે જપ પછી ધ્યાનનો અભ્યાસ કરવો જોઈએ, એ નિશ્ચિત છે

પૂ શ્રી હેમચંદ્રાચાર્ય યોગશાસ્ત્રના આઠમા પ્રકાશમાં [illegible]ધ્યાનનું વર્ણન કરતા જણાવે છે કે–

> तया पुण्यतमं मन्त्रं जगत्त्रितयपावनम् ।
> योगी पञ्चपरमेष्ठि-नमस्कारं विचिन्तयेत् ॥ ३२ ॥

'તથા ત્રણ જગતને પવિત્ર કરનાર અને મહાપવિત્ર પંચપરમેષ્ઠિ નમસ્કાર મંત્રને યોગીઓએ વિશેષ પ્રકારે ચિંતવવો.'

> अष्टपत्रे सिताम्भोजे, कर्णिकायां कृतस्थितिम् ।
> आद्यं सप्ताक्षरं मन्त्रं, पवित्रं चिन्तयेत्ततः ॥३३॥
> सिद्धादिकचतुष्कं च दिक्पत्रेषु यथाक्रमम् ।
> चूलापादचतुष्कं च विदिक् पत्रेषु चिन्तयेत् ॥३४॥

'આઠ પાંખડીનું શ્વેત કમળ ચિંતવવું તે કમળની કર્ણિકામાં એટલે મધ્ય ભાગમાં સાત અક્ષરવાળા પહેલા પવિત્ર મંત્ર 'नमो अरिहंताणं'ને ચિંતવવો પછી સિદ્ધાદિક ચાર મંત્રોને દિશાઓના પત્રોમાં અનુક્રમે ચિંતવવા અને ચૂલિકાના ચાર પદોને વિદિશાઓના પત્રમાં ચિંતવવા તાત્પર્ય કે તેનું નીચે પ્રમાણે ધ્યાન ધરવું —

( ) પિંડસ્થ અને પદસ્થ ધ્યાન આકૃતિ અને રંગના ખ્યાલ વિના થઈ શકતુ નથી, એટલે તે સબધી પણ થોડો ખુલાસો કરીએ આ અક્ષરો બને તેટલા સુદર અને મરોડદાર કલ્પવા અને તેનુ ધ્યાન પરમેષ્ઠિવર્ણ પ્રમાણે ધરવુ, એટલે नमो अरिहंताण એ પદમા ચદ્રની જ્યોત્સ્ના સમ શ્વેત વર્ણોને ચિતવવા, नमो सिद्धाण એ પદમા અરુણની આભા સમ રક્ત વર્ણોને ચિતવવા, नमो आयरियाण એ પદમા સુવર્ણ સમ પીતવર્ણોને ચિતવવા, नमो उवज्झायाण એ પદમા પ્રિયગુ સમ નીલવર્ણોને ચિતવવા અને नमो लोए सव्वसाहूण એ પદોને અજન સમ શ્યામ વર્ણે ચિતવવા ચૂલિકાના તમામ વર્ણોને શ્વેત અક્ષરે ચિતવવા

આ અક્ષરો જ્યારે બરાબર સ્પષ્ટ અને સ્થિર દેખાય તથા તેમા રગો બદલાઈ ન જાય ત્યારે આપણુ મન તેના પર સ્થિર થયુ સમજવુ આ રીતે જ્યારે અક્ષરો પર મનની સ્થિરતા બરાબર થાય છે, ત્યારે એ અક્ષરોમાથી પ્રકાશની રેખાઓ ફૂટતી જણાય છે અને છેવટે તે અદ્ભુત જ્યોતિર્મય બની જાય છે આ રીતે અક્ષરોને જ્યોતિર્મય નિહાળતા પરમ આનદ આવે છે અને આપણુ હૃદયકમળ જે અધોમુખ હોય છે, તે ઊર્ધ્વમુખ થવા માડે છે

પદસ્થ ધ્યાન પહેલા પિડસ્થ ધ્યાનનો અધિકાર છે, એટલે અક્ષરચિતનનો અભ્યાસ કરવા પૂર્વે આરાધકે અરિહતાદિ પાચે પરમેષ્ઠિનુ ઉપર જણાવેલા રગો પ્રમાણે ધ્યાન ધરવુ અને તેમા ચિત્તવૃત્તિઓને તદાકાર બનાવી દેવી,

એટલે તે વખતે તે તે મૂર્તિઓનાં દર્શન સિવાય બીજો વિચાર કે વિકલ્પ મનમાં ઉઠવા દેવો નહિ

અરિહંત ભગવંતનું ધ્યાન અષ્ટમહાપ્રાતિહાર્યથી યુક્ત કરવાનું છે, તે લક્ષમાં રાખવું

અભ્યાસની શરૂઆતમાં મનોવૃત્તિ અમુક મીનીટ જ સ્થિર થશે, પરંતુ અભ્યાસ જેમ જેમ વધતો જશે તેમ તેમ તે વધારે સમય સુધી સ્થિર થશે અને તેટલો વખત અપૂર્વ આનંદ સાગરમાં ન્હાવાના લ્હાએ જેવો અનુભવ થશે.

ધ્યાનના પ્રારંભમાં અરિહંત અને હું, સિદ્ધ અને હું, આચાર્ય અને હું, ઉપાધ્યાય અને હું તથા સાધુ અને હું એવો દ્વૈતભાવ હોય છે, પણ ધ્યાનમાં પ્રગતિ થતાં એ દ્વૈતભાવ ભૂંસાઈ જશે અને મારો આત્મા જ અરિહંત છે, મારો આત્મા જ સિદ્ધ છે, મારો આત્મા જ આચાર્ય છે, મારો આત્મા જ ઉપાધ્યાય છે, અને મારો આત્મા જ સાધુ છે, એવો અદ્વૈત ભાવ ઉત્પન્ન થઈ આત્મતત્ત્વનો સંપૂર્ણ સાક્ષાત્કાર થશે કે જે ધર્મનું અંતિમ ધ્યેય છે, યોગનો અંતિમ આદર્શ છે અને સાધનાનું અંતિમ ફળ છે

આ રીતે મહામંત્ર નમસ્કારનું ધ્યાન ચૈતન્ય અને આનંદની ચરમ સીમાએ પહોંચાડનારું છે, ત્યાં અવાંતર ફળો અને અવાંતર સિદ્ધિઓની ગણના કરવા ક્યાં બેસીએ? યોગથી જે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, તે બધી મહામંત્રના ધ્યાનથી પ્રાપ્ત થાય છે, કારણ કે તે શ્રેષ્ઠ પ્રકારનો યોગ છે

૮—મહામંત્ર પર વિપુલ સાહિત્ય

શ્રી મહાનિશીથસૂત્રમાં, આવશ્યકનિર્યુક્તિમાં, વિગે

વશ્યકભાષ્યમા, ભગવતી સૂત્રની ટીકામા, પ્રવચનસારોદ્ધારની વૃત્તિમા તથા હેમચંદ્રાચાર્યકૃત યોગશાસ્ત્રમાં નમસ્કાર સબંધી ઘણુ ઉપયોગી વિવેચન છે નમસ્કારનો મહિમા જાણવા માટે શ્રી સિદ્ધસેનસૂરિનુ નમસ્કારમાહાત્મ્ય જોવા જેવુ છે તે ઉપરાત અનેક ગ્રંથોમા નમસ્કારના પ્રભાવ સબંધી કથાનકો અને ચરિત્રો જોવામા આવે છે તથા ચમત્કારપૂર્ણ સ્તોત્રો અને સ્તવનોના દર્શન થાય છે પંચનમસ્કારચૂર્ણિમા × નમસ્કાર અગે ૧૦૦૦ શ્લોક પ્રમાણ વર્ણન છે અને તેમા વિદ્યા, મત્ર વગેરેનો સમાવેશ છે નમસ્કારલઘુપજિકામા નમસ્કારને લગતો મત્રવાદ વિગતથી જોવા મળે છે તે સિવાય કેટલાક કલ્પો પણ છે, પરતુ તે બધા ખૂબ સશોધન માગે છે

નમસ્કાર પર રચાયેલી પ્રાકૃત, સસ્કૃત અને ગુજરાતી કૃતિઓનો વિશાળ સગ્રહ મુબઈના જૈન સાહિત્યવિકાસ મડળ તરફથી ત્રણ ભાગમા પ્રકટ કરવાની યોજના છે તેમા અનેક નવી વસ્તુઓ જોઈ શકાશે

પૂ પં૰ શ્રી ભદ્રકરવિજયજી મહારાજે ગુજરાતી ભાષામા લખેલા બે ગ્રંથો પણ નમસ્કારને સમજવાની અભિનવ દૃષ્ટિ આપે તેવા છે તે સિવાય કેટલાક નાના નાના

× આનુ બીજુ નામ પચનમસ્કૃતિ છે તે મૂલસઘની પુષ્કર શાખામાં થયેલા શુભચદ્રના શિષ્ય સિહનંદિ ભટ્ટારકે સં૰ ૧૬૬૭માં રચેલી છે તેમા આવતા અધિકારો વિષે જણાવ્યુ છે કે—

तत्राधिकारा पञ्चैव साधन ध्यानकर्मणा ।
स्तवश्च फलमित्येतद् यदुक्त पूर्वसूरिभिः ॥

કોશ પણ પ્રગટ થયેલા છે, જે નમસ્કાર સબંધી કઈક ને
કઈક નવુ કહી જાય છે

—ઉપસહાર

છેવટે અમારે એટલુ જ કહેવાનુ છે કે-

भावेन लभते सर्वं, भावेन देवदर्शनम् ।
भावेन परम ज्ञान, तस्माद् भावावलम्बनम्

'ભાવ દ્વારા સર્વ પ્રકારના લાભો મળે
દર્શન થાય છે અને ભાવથી પરમ જ્ઞાનની પ્ર
તેથી આલબન ભાવનુ જ લેવુ '

बहुजापात् तथा होमात्, कायक्लेशादिभि
न भावेन विना देव-यन्त्र-मन्त्रा फलप्र

'બહુ જાપ, ઘણા પ્રકારના હોમ તથા
ક્લેશો કરવામા આવે પણ ભાવ ન હોય
કે મત્રો ફલ દેનારા થતા નથી'

તેથી સાધકે મનમા પરમેષ્ઠિભગવંત પ્ર
લાવીને અર્થાત્ પૂર્ણ શ્રદ્ધામય બનીને
ધના કરવી આ રીતે આરાધના કરવાથી
આવી હશે કે મુશ્કેલી ઊભી થઈ હશે
અને ઈચ્છિત ધન, સપત્તિ, વૈભવ, અધિ
વલણ ધર્મ પ્રત્યે ઢળતુ રહેશે, જેથી
અને છેવટે અપાર સુખસાગરમા
આથી, વધારે બીજુ શુ જોઈએ!

इति शुभम्